"In Sanskrit the highest distinction, as the poet who can depict the various phases of love, desire and attainment, estrangement and reconciliation, joy and sorrow, must be awarded to Amaru or Amaruka...... The aim to be attained is the production in the reader of some definite phase of emotion, and this is to be achieved by a solitary stanza, a task of no small difficulty."

Keith's *Classical Sanskrit Literature.*

"The most important lyrical work is the *Amaru-cataka*, or 'Hundred stanzas of Amaru.' The author is a master in the art of painting lovers in all their moods, bliss and dejection, anger and devotion. He is especially skilful in depicting the various stages of estrangement and reconciliation It is remarkable how, with a subject so limited, in situations and emotions so similar, the poet succeeds in arresting the attention with surprising turns of thought, and with subtle touches which are ever new."

Macdonell's *Sanskrit Literature.*

# પ્રસ્તાવના.

विना पूर्व कवि के हृदय से हृदय मिलाए अनुवाद करना शुद्ध झख
मारना ही नहीं, कवि का लोकांतरस्थित आत्मा को नरककष्ट देना हे:

श्री हरिश्चंद्रकला, नाटक निबंध, पृष्ठ ४०.

અમરના શૃંગાર રસથી ઊભરાઈ જતા શ્લોક રસિક અને વિદ્વાનોમાં બહુ વિખ્યાતિ પામ્યા છે. આખ્યાનોનો દરિયો ડોળ્યે જે રસ રૂપી અમૃત મહેનતે મળે છે, તે આ શતકની એકેકી શ્લોકકણામાં રેલાઈ જાય છે. અમરશતકે સંસ્કૃત સાહિત્યમાં અમરનું નામ અમર કરી દીધું છે. એવી અપૂર્વ રસસામગ્રીવાળા કાવ્યના અનુવાદના સંબંધમાં પ્રયોજનની પ્રસ્તાવના પુનરુક્ત છે. તથાપિ અનુવાદના સામાન્ય ધોરણનું દિગ્દર્શન અપ્રસક્ત નથી—બલકે ઇષ્ટ છે, એમ જાણી તેનું અહીં સંક્ષેપમાં સૂચન કરું છું.

કાવ્યનો આત્મા જે ધ્વનિ મનાય છે, તેનો સાક્ષાત્કાર કરાવવાનો અહીં મારો મુખ્ય પ્રયાસ છે. આ પ્રયાસમાં પ્રસિદ્ધ સાંપ્રદાયિક પાઠ જ્યાં જ્યાં સંગતિ અને ઔચિત્યના વિરુદ્ધ જણાયા, ત્યાં ત્યાં ગ્રંથાંતરમાંથી શુદ્ધ પાઠ શોધી કાઢી મૂળમાં મેં ઘટિત ફેરફાર કરી લીધો છે. કોઇ કોઇ સ્થળે મળી આવતા પાઠમાત્ર દૂષિત દીઠા, ત્યાં વિશુદ્ધ રસસમાધિમાં સ્ફુરતા કવિના નિગૂઢ અંતર્ભાવના પ્રકાશની સહાયતાથી પાઠ શુદ્ધ કરી કવિની મૂર્છિત બનેલી વાણી રસના પુનઃપ્રબોધથી સજીવન–સતેજ કરી છે. વળી શ્લોકના સંગ્રહ અને પરિત્યાગમાં તથા પૂર્વાપર ગ્રથનમાં ટીકાકારને બાજુ પર મૂકી મને મારી દૃષ્ટિએ યોગ્ય લાગ્યું તેમ કર્યું છે. અનુવાદ કરવામાં પણ ટીકાકારના કેવળ દાસ ન બનતાં મેં સ્વતંત્રતા વાપરી છે.

આપેલી વિગત જે ધોરણ ઉપર આ અનુવાદ કર્યો છે, તે જણાવવાને અર્થે છે: મારો આશય બીજા અનુવાદ ઉપર આક્ષેપ

કરવાનો નથી ગૂજરાતીમાં સંસ્કૃત નાટકનું ભાષાંતર કરવામાં અગ્રેસર હોવાની રા. રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકની કીર્તિ જાહેર છે; કવિશિરોમણિ કાલિદાસ આદિના રસનો સ્વાદ ચખાડવાની રા. રા. રણછોડભાઈ ઉદયરામની ઉત્કંઠા જગજાણીતી છે; મહાકવિ ભવભૂતિના કાવ્યામૃતનું પાન કરાવવાની રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદીની ત્વરા સુપ્રસિદ્ધ છે; કાદંબરીના મોહક માધુર્યનો પરિચય કરાવવાનો રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યાનો ઉત્સાહ વિખ્યાત છે; અને મેઘના મનોહારી પ્રૌઢ ધ્વનિ વિશે ચિત્ત લગાવી રસનાં બિંદુ ગ્રહણ કરવામાં સ્વર્ગવાસી સાક્ષર રા. રા. નવલરામ લક્ષ્મીરામનો ચાતક તુલ્ય અભિનિવેશ સર્વવિદિત જ છે. તેમની અગ્રેસરતા તેમની ઉત્કંઠા, તેમની ત્વરા, તેમનો ઉત્સાહ, અને તેમનો અભિનિવેશ બહુ આદરણીય છે. પરંતુ મારો નમ્ર ઉદ્દેશ બનતા પ્રયત્ને કવિનો ભાવ, કવિનો અંતર્ગત અભિપ્રાય પ્રગટ કરવાનો છે. એથી વધારે લોભ કે ચડતી આકાંક્ષા છે નહિ.

ગમે તેટલી તજવીજ રાખતાં એ ઘડે ઘડો ભરાય તે તો દુર્ઘટ છે. આથી કોઇ સ્થળે એમ બન્યું હશે, કે મૂળની કોઇ ખૂબી અનુવાદમાં પૂરેપૂરી નહિ પણ ઉતરી હોય. તેમ વળી કોઇ એવું પણ સ્થળ હશે, જ્યાં ગુર્જરી વાણીના પ્રતાપે મૂળનો રસ રેલાઈ ચાલ્યો હશે.

સંસ્કૃત પદ્યબંધના ભોગીની રચિને અનુસરી અનુવાદ સંખ્યા અને રચનામાં સમશ્લોકી રાખ્યો છે. પદ્યાત્મક અનુવાદનું ગદ્યમાં જે વિવેચન આપ્યું છે તે, અલંકારશાસ્ત્રમાં જેમનો પ્રવેશ થયો છે, તેમના માટે છે; કેવળ અજ્ઞાન કે પરમ વિદ્વાનના માટે નથી. સમાનાર્થ શ્લોક કોઇ કોઈ સ્થળે આપ્યા છે, તેમાંના કેટલાક અમરુની પૂર્વેના અને કેટલાક પછીના, કવિઓના છે. તે શ્લોકો અમરુની કવિત્વશક્તિની તુલના કરવામાં અને કવિનો ભાવ સ્પષ્ટ કરવામાં ઉપયોગી નીવડશે.

આમ છતાં એ મુખસત્રભૂત ભારતેંદુ હરિશ્ચંદ્રના મહાવાક્યનાં ઉજ્જવળ વચન બુદ્ધિ આગળ તરે છે, ત્યારે સહજ સ્ખલનના ભયથી ક્ષુભિત ચિત્ત કંપે છે. પરંતુ [1]प्रारब्धमपरित्याज्यमेव । એ નીતિસૂત્રથી વળી દૃઢતા ધરી આ પ્રયત્ન રસિક વાંચનારને તે નિવેદન કરે છે. જો તેથી મહાકવિ અમરુની કીર્તિ ગુર્જરી વાણીના ઉજ્જવળ પ્રદેશમાં નૈસર્ગિક તેજથી પ્રકાશે છે, તો તે સાર્થક જ બને છે. બીજી રીતે પણ સરસ્વતીની આરાધનામાં અને સ્વબંધુની સેવામાં આયુષ્યનો જે ક્ષણ જાય તે સફળ જ છે.

( ૨ )

પૃચ્છક વાચકવૃન્દની શોધકબુદ્ધિ અને જિજ્ઞાસાની દીપ્તિ અને તૃપ્તિને અર્થે અમરુશતકના બે મુખ્ય ટીકાકાર મહારાજ અર્જુનવર્મા અને વેમ ભૂપાલ સંબંધી પ્રાચીન દાનપત્રો જોઈ સ્વલ્પ વૃત્તાંત મેળવ્યો છે, તેનો ઉમેરો આ આવૃત્તિની નવીનતા અને ઉપયોગિતામાં વધારો કરશે.

પ્રસિદ્ધ માસિક સુદર્શનમાં અમરુશતકના અનુવાદ ઉપર જે સંક્ષિપ્ત ટીકા આવી હતી તેની, અને રસપક્ષપાતી ચંદ્રમાં જે વિસ્તારપૂર્વક વિવેચન આપ્યૂ હતું તેની અહીં પરિતોષપૂર્વક નોધ લેઈ તે બે લેખના વિદ્વાન લેખકોનો આભાર માનૂં છૂં.

( ૩ )

અમરુશતકની આ નવી આવૃત્તિ કાઢતા પહેલાં હેમ પૂરતી કાળજીથી શોધી લીધૂં છે. જ્યાં ખામી જણાઈ, ત્યાં ઘાટમાં જરૂરનો સુધારો કર્યો છે. બે તરફના છેડામાં પણ મુદ્દાનો વધારો કર્યો છે. તાજ, ઓપ ને સોનાગેરૂના સંસ્કારની પણ ખામી રાખી નથી. હવે

[1] હાથણાં લીધેલૂં મૂકી ન જ દેવૂં (જુઓ मुद्राराक्षस नाटक, અંક ૨).

તો હાલના ચોકસીએ દક્ષિણના પુરાણા સોનીનો દાગીનો પરખી લેવો રહ્યો છે.

આજકાલ સાહિત્યના બજારમાં તરેહતરેહના દાગીનાનો સુકાળ થઈ ગયો છે. તેની બહોળી ખપત થવા વેપારીઓ મોહ લગાડે એવી જાહેરખબરો છપાવવાની, ઘરાક ખેંચી આણે એવાં પાટિયાં લટકાવવાની અને મન પિગળાવી દેવાની બીજી અનેકાનેક યુક્તીઓ રચવાની ખટપટ કરી રહ્યા છે. માલની કીમત આંકનારાની પેઢીઓ પણ વધી છે; છતાં એકે એક દુકાને ભીડ બહુ છે. ધર્મને કાંટે પણ પડાપડી તેટલી જ છે. પરંતુ અહીં ગરબડ નભતી નથી. છાસિયા સોનાથી માંડી ઊંચા તેજાબના સોના સૂધીની ખરી કસોટી કાઢી પૈસો પણ લીધા વગર ધર્મની પેઢીઓ ધર્મની ચીઠી કરી આપે છે. તેમની પરખથી સૌ રાજી થાય છે ને સંતોષ માને છે. માત્ર બાલ્લઈ માલ ધબકાવનારા પતરાજીખોર જ બબડતા જોવામાં આવે છે. આ બધી સુગમતા સાધારણ રીતે બજારુ બરના દાગીનાને મળે છે. ઔર બરનો માલ તો ચોકસીઓ હાથમાં એ લેતા નથી. ધર્મના કાંટાવાળા એવા બેદરદ કે સાંકડા મનના નથી થતા. તેઓ આ નવા બરનો માલ કસોટી ઉપર સોનાના લીસોટા જેવા પલકારા મારતી દૃષ્ટિએ આવકાર દેવા મોકળા હાથના પલ્લામાં ધરે છે. પરતુ ભવના ભવ જતાં પણ એ માલનો કસોટીએ ચડવાનો કે કાંટે તોળાવાનો વારો આવતો નથી.

સાહિત્યના હિતને માટે આપણે ઇચ્છિયે કે ચોકસીઓ આ નવા બરના માલની ચોકસી કરે અને ધર્મના કાંટે એને પણ ચડાવે. એઓનો ઉમદા પેશો યા તો ફરજ બજારની રૂખ કેળવવી એ છે; નહિ કે તે માત્ર મંતોખવી. સારા માલને પોષણ નહિ મળે, સારા માલની પરખ પણ નહિ થાય, તો પછી તેની નીપજ અને ખપત શી રીતે વધશે ?

કમાઈ કરવા ઇચ્છનારને ગ્રંથના ગુણ ગાવાનો વર્તમાનપત્રોમાં ઘણો એ માગ છે. આજકાલ પોતાનાં બણગાં ફૂંકનારી જાહેરખબરો છાપાંમાં ઓછી છપાતી નથી. પરંતુ થોડા જ રસિક પુરુષો એ આપવડાઈનાં ચોકળ વ્યાખ્યાનો ભણી નજર નાંખે છે. આવા વાચકોના વિનોદ સારૂ લખાયલાં પુસ્તકો જાહેર પત્રકારોના વિવેચન વગર વરસનાં વરસ ચોપડીઓ વેચનારની દુકાનના કકુખલા સેવે છે ને કાલાંતરે ધીરે ધીરે પ્રસિદ્ધિ પામી ખપે છે. આ ભારે ઢીલને જ છપાવનાર મોટામાં મોટું નુકસાન સમજે છે. એ કંઇ કમાઈ કરવા પુસ્તક છપાવતો નથી, કે વ્યાજખાધના વલોપાત અથવા નફાતોટાની હાયવાય કરે. એને તો, આવૃત્તિ જેમ વ્હેલી અને વધારે થાય તેમ ખામી દૂર કરવાની તક વ્હેલી ને વધારે મળે, એ જ લોભ હોય છે. એ નિખાલસ લોભ વાજબી ટીકાથી અને ઘટતી જાહેરાતથી શું પોસવા લાયક નથી?

જાણ પુરુષે કરેલી કદર વેળાસર અને વખતસર-હોય એમ ઇચ્છવા જોગ છે, નહિ કે મહમદ ગિઝનવીએ ફારસી શાયર ફિરદુશીના સ્વાન પર નવાજેલી અશરફીની થેલીઓના જેવી. જિગર ખૂઝ જાણે પણ જબાન ચૂપ રહે, તેનું તો શું કહેવું?

कवेरभिप्रायमशब्दगोचरं स्फुरन्तमार्द्रेषु पदेषु केवलम् ।
पदेद्भिरङ्गैः कृतरोमविक्रियैर्जनस्य तूष्णीं भवतोऽयमञ्जलिः ॥

(૪)

સાહિત્યનું આકાશ વિદ્વદ્ભોગ્ય ચર્ચાથી ભરાતું જાય છે. ઇતિહાસની શોધખોળ અને હસ્તલેખના સંશોધનનું કાર્ય વેગ ભેર આગળ વધેલ છે. એમાં રસ લેનાર વર્ગ બહોળો થયો છે. પરંતુ પચીસ વરસ ઉપર મેં પ્રથમ અનુવાદ છપાવ્યો ત્યારથી માંડીને આજ પર્યંત અમરુ અને અમરુશતક વિશે માનપાત્ર ચર્ચા પૂર્વમાં કે પશ્ચિમમાં

થઈ નથી. મુક્તકકવિના દેશકાળનો નિર્ણય કોઇએ આદર્યો નથી; અને શતશ્લોકીની વાચના નિર્ધારવાનો પ્રયાસ કર્યો નથી. અમરુ અને એની કૃતિ ચર્ચાક્ષેત્રની બહાર રહ્યાં છે. તેમને માટે તો પા સદી ખાલી જ ગઈ છે દક્ષિણના અમરુની સ્થિતિ ઉત્તરના ભર્તૃહરિના જેવી છે. એના વિશે લાંબી દંતકથા છે, પણ મુદ્દાસર ઇતિહાસ નથી શૃંગાર નીતિ અને વૈરાગ્યનાં શતકોનાં અનેક પ્રકાશન થયાં છે, પરંતુ ભર્તૃહરિની ખરી કૃતિ તો મૃગ્ય જ છે. પાઠશાળાના પઠનપાઠનની કોટિમાં પરિગણિત છતાં પણ એ મુક્તકકારની આ દશા છે, તો ઊંચા અભ્યાસમાં જેને સ્થાન નથી એવા અમરુની ક્યાં વાત? ચર્ચાના આ અભાવને લીધે બીજા વિદ્વાનોના વિચાર સાથે મારા વિચારોની તુલના કરવાનો અને તથ્ય આંકવાનો અભીષ્ટ અવસર મને મળ્યો નથી. એ એ કારણથી આટલે લાંબે ગાળે પણ નિરુપાય મારે એકમાર્ગી નિર્ણયો નિવેદન કરવા પડે છે. એ ઉત્તર પૂજનનું સાકર માખણ ને તુલસીપત્રનું નૈવેદ્ય ભાવના ભોગીને માન્ય હો.

## ( ૫ )

અનેક સંદેશ ગૂંથાયા, અનેકાનેક પ્રબંધો બંધાયા, અસંખ્યાત સુભાષિત રચાયાં; પણ મેઘદૂત, ગીતગોવિન્દ અને અમરુશતક તો અદ્વિતીય જ રહ્યાં. પહેલાં બે કાવ્યોના નવનવા અનુવાદો ગૂજરાતીમાં થયા છે; પણ ત્રીજાનો તો આ એક તે એક જ અનુવાદ અદ્યાપિ છે. કર્તાની મૌલિક સંસ્કૃત વાચનાના ઉદ્ધારનો પ્રયત્ન પણ કંઈક થયો હોય, તો એ અનુવાદના અંગે જ થયેલ છે. પ્રાચીન સંસ્કૃત સાહિત્ય પુષ્કળ પ્રકાશમાં આવ્યું છે ખરું, તેનાં નવાં નવાં સંસ્કરણો એ બહાર પડયાં છે અને વિવિધ ગૂંચોનો ઉકેલ પણ થયો છે. પરંતુ અમરુશતકની તો કોઇ શુદ્ધતર વાચના પ્રકાશિત થઈ નથી; અને અમરુના જીવનના પ્રશ્નો તો ચર્ચાયા એ નથી આથી આવૃત્તિએ આવૃત્તિએ અનુવાદકને કવિજીવનનું કવિકૃતિનું અને અનુવાદનું આવર્તન કરવું

રહે છે એટલે કરીને વર્તમાન સંસ્કરણમાં પણ શમ્ય પ્રગતિ એ દિશામાં ચાલુ રાખી છે

ગૂજરાતી સાહિત્ય સસ્કૃત સાથે ગાઢ સબધ ધરાવતું હોવાથી સસ્કૃત સાહિત્યના વિવિધ આદર્શ ગૂજરાતીમા સ્વતત્ર રચનારૂપે અ-થવા અનુવાદરૂપે થતા આવ્યા છે પરતુ મુક્તકનો ઉત્તમ પરિચય કરાવનાર સ્વતત્ર કૃતિ કોઇ છે નહિ પૃથ્વી ઉપરની બીજી ભાષાના સાહિત્યમાં પણ મુક્તકની કલ્પના ઉદ્ભવી નથી સંસ્કૃતમા જ એ માર્ગ ખેડાયો છે ધ્વનિકારની સાહિત્યવાડીનૂ એક દિવ્ય પુષ્પ તે મુક્તક. ધ્વનિપ્રસ્થાનના રસધ્વનિ, વસ્તુધ્વનિ, અલકારધ્વનિ, ભાવોદય, ભાવ-શાતિ, ભાવસંધિ ઇત્યાદિ ભેદ અતરમા ઉતારવા અમરુશતક બહુ ઉપ-યોગી છે અનુવાદમા ગદ્ય વિવેચન આપ્યૂ છે, તેનો આશય એ ભેદના રહસ્ય સમજાવવાનો છે એના અભ્યાસમા મધ્યકાળના ધ્વનિ-પ્રસ્થાન ઉપર, તેટલી જ તે કાળની સંસ્કૃતિ ઉપર દૃષ્ટિ રાખવી ઇષ્ટ છે. એ સંસ્કૃતિ વિલાસપ્રધાન હતી, એટલે તત્કાલીન સાહિત્યમાં વિ-લાસની વર્ણચ્છાયા આગળ પડતી છે મેઘદૂત અને અમરુશતકના કેટ-લાક વિલાસમય શ્લોકના અને ગીતગોવિન્દના તેવા જ શ્લોક અને પ્ર-બધના મૂળ શોધીશુ તો, પ્રાચીન સંસ્કૃતિની વિલાસશાળા જે કામસૂત્ર, તેમા ઊંડા ઊંડા ઉતરી ગયેલા ઝીણી નજરે જડશે

સંસ્કૃતમાં સર્વ રસના ઉત્તમ મુક્તકો સદુક્તિકર્ણામૃત આદિ સં-ગ્રહગ્રન્થમા જળવાયા છે, પરતુ શૃગાર રસ જેટલો અને જેવો ખે-ડાયો છે, તેટલા અને તેવા ઇતર રસ ખેડાયા નથી અમરુના મુક્તકો રસિક વાચકના હૃદયમા અન્ય રસના મુક્તકો જોવાનૂ કુતૂહલ ઊપજાવો, અને સર્જકશક્તિ ધરાવનારની પ્રતિભાને ગૂજરાતીમા એ નવો માર્ગ ખેડવાની પ્રેરણા આપનારા નીવડો!

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

# અમરુ અને એના ટીકાકાર.

"કવિની કવિતા જાણવામા લાભ છે પરતુ કવિને જાણવામાં તે કરતા પણ અધિક લાભ છે" બકિમચદ્ર ચટોપાધ્યાય

કવિજીવનની ચતુસૂત્રી

૧ ચાર જ પદ્યમાં રસ જમાવનાર અમરુ કવિનો વૃત્તાત પણ ચાર જ વાક્યમા સમાય છે એ ઇસવી સનના સાતમા સૈકાના છેવટમાં થયો હતો એ દક્ષિણનો વતની હતો એ જાતે સુવર્ણકાર હતો એણે એકલુ अमरुशतक રચ્યુ છે

કવિનો સમય

૨ નવમા શતકના ઉત્તરાર્ધમા આનન્દવર્ધન આચાર્ય અમરુના મુક્તકોના ભારે વખાણ કરે છે આઠમાના ઉત્તરાર્ધનો વામન પણ अमरुशतकમાના બે ( ૮,૯૯ ) મુક્તકો દૃષ્ટાત તરીકે ઉતારે છે[1] વિન્ધ્યાચળની પારના અમરુ કવિની કીર્તિ આ રીતે હિમાચળના શિખર સુધી પ્હોચી ગઈ, એ બનાવ બનવાને ઓછામા ઓછા પચાસ વરસ લાગ્યા હશે કેમકે સાતમા સૈકાના મધ્યભાગમાં બાણ કવિના

---

૧ આલકારિક વામન શ્રીકઠ ભવભૂતિ પછી થયો છે એણે उत्तररामचरित્તમાનો इय गेहे० પ્રતીકવાળો શ્લોક काव्यालकारसूत्रवृत्तिમા ઉતાર્યો છે ભવભૂતિને કનોજના યશોવર્માનો આશ્રય હતો એ કિરીટધારી નાટકકારને મુક્તાપીડ લલિતાદિત્યે ઇ સ ૭૪૦ ના અરસામા પરાસ્ત કર્યો હતો, જુઓ V Smith's History of India કાશ્મીરના એ પ્રતાપી રાજાનો રાજ્યકાળ ડો રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર ઈ સ ૭૨૪–૬૦ નિર્ધારે છે, જુઓ मालतीमाधव, આવૃત્તિ ૨ નો ઉપોદ્ઘાત તેના પછી બાર વરસે જયાપીડ ગાદીએ આવ્યો એનો રાજ્યકાળ ઇ સ ૭૭૨–૮૦૩ ઠરે છે આલકારિક વામન તેનો મત્રી હતો એવૂ કાશ્મીરના પડિતોનૂ માનવૂ છે આથી એને આઠમા શતકના ઉત્તરાર્ધનો કહ્યો છે

સત્કર્તા મહારાજા [1]હર્ષનો કાળ થયો, ત્યારપછી ઉત્તર હિંદુસ્તાનનું વાતાવરણ સાહિત્યના પ્રસારને અનુકૂળ ન હતું શારદાદેશ[2] બાદ કરતાં વિંધ્યાચળની ઉત્તરે કોઈ પણ સાહિત્યપોષક સમર્થ રાજ્ય રહ્યું ન હતું દક્ષિણમાં વાતાપીના ચાલુક્યો અને કાંચીના પલ્લવો હારજીતની ઊથલપાથલ મચાવી રહ્યા હતા આ અશાંતિ અને નબળાઈનાં ગાળામાં અમરુશતકની ખ્યાતિ ભરતખંડની ટોચે પસરવાને પાંચ દાયકા જરુરના છે એ અટકળે અમરુ "સાતમાં સૈકાના છેવટમાં થયો હતો" એમ મેં આરંભમાં કહ્યું છે

૩ અમરુ ઉપર જણાવેલા પૂર્વ અવધિ કરતાં વ્હેલો થયો હોય એમ લાગતું નથી શાથી જે અમરુશતકના અઢારમા મુક્તક સુરતવિરતૌ૰માં શિશુપાલવધના દસમા સર્ગના બેતાળીસમા શ્લોક ઉત્તરીયવિનયાત્૰ની સ્હેજે પારખી કઢાય એવી છાયા જોવામાં આવે છે આ મહાકાવ્યના છઠ્ઠા સર્ગના ચૌદમા વદનસૌરભ૰ પ્રતીકવાળા શ્લોકમાંના લોમપરિભ્રમદ્ભ્રમર શબ્દો તો નજીવા ફેરફારથી એના એ ક્રમમાં અમરુએ શતકના આદિમભાગમાં ઉતાર્યાં છે. એ ઉતારા પછી એણે વિભ્રમભૃત્ બોલ વાપર્યો છે, તે શબ્દાર્થથી માઘના સભૃતત્રોમની અને સ્વરૂપથી સભ્રમની તાત્કાલિક સ્મૃતિ આપે છે. આ અર્થના અને શબ્દના ચોક્સ મળતાપણા ઉપરથી હું અટકળ બાંધું છું, કે અમરુએ શિશુપાલવધ કાવ્ય જોયું હશે. બીજા શબ્દમાં કહિયે તો મુક્તકકાર મહાકાવ્યકારના પછી થયો હશે માઘકવિનો પિતા દત્તક તેની સર્વભોગ્ય ઉદારતાને લીધે સર્વાશ્રયના ઉજ્જ્વળ ઉપનામથી વિખ્યાત હતો[3]. પિતામહ સુપ્રભદેવ શ્રીધર્મેવ નરેંદ્રના સર્વાધિકારીની ઊંચી

૧ હર્ષનો રાજ્યકાળ ઇ સ ૬૦૫–૬૪૮, જુઓ 'પ્રિયદર્શના કિંવા વિન્ધ્યવનની કન્યકા'ના આરંભે 'ચક્રવર્તિકવિ હર્ષ' એ મથાળાનો લેખ.
૨ કાશ્મીર ૩ જુઓ શિશુપાલવધની પ્રશસ્તિનો શ્લોક ત્રીજો.
જૈની દંતકથામાં દત્તકનો શુભંકર નામે ભાઇ ગણાવ્યો છે તેને સિદ્ધ નામે

પદવિએ પ્હોચ્યો હતો. ધર્મલ[1] ધર્માદિત્યનું ટૂંકાવેલું પ્રીતિવાચક રૂપ છે. વલભીનો પ્રથમ શીલાદિત્ય ધર્માદિત્ય બિરુદ ધરાવતો હતો. એના સમયમાં અપર માલવ[2] વલભી રાજ્યનો ભાગ હતો. ચીનાઈ સાધુ યવનચંગની નોંધમાં અપર માલવના સર્જીત પુણ્યપવિત્ર રાજા

પુત્ર થાય છે. તે જૈની દીક્ષા લે છે ને સિદ્ધર્ષિ નામથી ઓળખાય છે; જુઓ **પ્રભાવકચરિત**માં સિદ્ધર્ષિનો પ્રબંધ એ કથા પ્રમાણે માઘ અને સિદ્ધ કિંવા સિદ્ધર્ષિ પિતરાઇ ભાઇ અને સહજીવી લેખાય. પરંતુ સિદ્ધર્ષિએ **ઉપમિતિભવપ્રપઞ્ચ** કથા રચ્યાની સાલ સં. ૯૬૨ (ઇ. સ. ૯૦૬) આપી છે તે એ ઘટનાની વિરુદ્ધ જાય છે. ઉક્ત કથા માઘ પછી બસેં વરસે રચાઈ છે. માઘ અને સિદ્ધર્ષિનો દંતકથામાં ચચાયલો સંબંધ એક જન્મભૂમિ અને એક પેઢીનામાને લીધે કદાચ ઘટવાયો હશે. સિદ્ધર્ષિના દેશકાળ વિશે **ઉપમિતિભવપ્રપઞ્ચકથા**ના પ્રો. જેકોબીના ઇંગ્રેજી ઉપોદ્‌ઘાતમાં સવિસ્તર ચર્ચા છે, તે જોવા જિજ્ઞાસુને વીનતી છે.

૧ જુઓ **શિશુપાલવધ**ની પ્રશસ્તિનો શ્લોક પહેલો એના બીજા ચરણમાં મળી આવતા પાઠોનો પેઢીઉતાર સંબંધ નિર્ધારી મેં **ધર્મલાખ્યસ્ય** પાઠ કલ્પ્યો છે. એ મૂળપ્રકૃતિ ઉપરથી પહેલો અક્ષર અર્ધનષ્ટ થઈ ટીકાકાર વલ્લભે સ્વીકારેલો **વર્મલાખ્યસ્ય** અને ચોથો અક્ષર તદન નાશ પામી **ધર્મલાભસ્ય** એ બે ભ્રષ્ટ પાઠ ઉત્પન્ન થયા છે. તે ઉપરથી ભ્રષ્ટતા વધી અનુક્રમે **ધર્મલાતસ્ય**, **વર્મલાતસ્ય**, **ધર્મલાતસ્ય** તથા **નિર્મલાતસ્ય** અને **ધર્મનાભસ્ય** **ધર્મનાથસ્ય** **વર્મનાભસ્ય**, તથા **ધર્મદેવસ્ય** એ બે વિકૃતિપરંપરા ઊપજી જણાય છે. ૨ પૂર્વે **માલવ** દેશના બે ભાગ હતા, **પૂર્વમાલવ** અને **અપરમાલવ**. પહેલાને **અવન્તિ** પણ કહેતા. તેની રાજધાની ઉજ્જયિની, અને અપરમાલવની શ્રીમાલ કિંવા ભિન્નમાલ હતી.

તરીકે શીલાદિત્યના વખાણ કર્યાં છે[1]. માઘ પણ એ પ્રજાપ્રિય રાજા આગળ પિતામહના ચરણના સંબંધમાં લખે છે, કે જેમ લોક બુદ્ધ ભગવાનનાં વચનને માન આપતા હતા તેમ સુજ્ઞ મહીપતિ સુપ્રભદેવનાં વચનને માન આપતા હતા[2]. ધર્માદિત્ય બિરુદધારી પ્રથમ શીલાદિત્ય રાજાએ ઇ. સ. ૫૯૪–૬૦૯ ની આસપાસના ગાળામાં રાજ્ય કર્યું હતું[3]. એ નરેશના સર્વાધિકારી સુપ્રભદેવને અને માઘ કવિને બે પેઢીનૂં એટલે ચાર દાયકાનૂ અંતર છે. એ હિસાબે શિશુપાલવધનો કર્તા સાતમા શતકના પહેલા ચરણને અંતે થયો સંભવે છે. એ સમયે અપર માલવમા વર્મલાત રાજા રાજ્ય કરતો હતો[4]. ક્ષેમાર્યોના સં. ૬૮૨ ની સાલના શિલાલેખમાં એને એક બળવાન રાજા તરીકે વર્ણવ્યો છે[5]. ઉત્તરના ગુર્જર અને દક્ષિણના લાટ એના પરમ મિત્ર હતા. ગુર્જર રાજ્ય જૂનૂ હતૂ. લાટમાળવ રાજ્યો પ્રથમ શીલાદિત્ય પછીના ટૂંકઅમલી પ્રથમ ખરગ્રહ અને તૃતીય ધરસેનના સમયમા[6] નવા જામ્યાં હતાં માલવ રાજાની રાજધાની જે શ્રીમાલ કિંવા ભિનમાલ, તે શહેરનો માઘ કવિ વતની હતો[7] એનો જન્મ

૧ જુઓ Smith's Early History of India. ૨ જુઓ શિશુપાલવધની પ્રશસ્તિનો શ્લોક બીજો. ૩ જુઓ પ્રથમ શીલાદિત્યના દાનપત્રો. ૪ અપર માલવમાં માલવોનૂ રાજ્ય હતૂં, તે હર્ષચરિત, રવિકીર્તિકૃત પ્રશસ્તિ વગેરેને આધારે લખ્યૂં છે. સાતમા શતકના પૂર્વાર્ધમાં તેનો રાજા વર્મલાત હતો, તે ક્ષેમાર્યોના શિલાલેખને આધારે કહ્યુ છે. પ્રભાવકચરિતાર ૭૨૯–૧૦ માં માઘના પિતામહ સુપ્રભદેવને વર્મલાત રાજાનો મંત્રી વર્ણવ્યો છે, તે શિશુપાલવધની પ્રશસ્તિના પહેલા શ્લોકના ભ્રષ્ટ પાઠને લીધે થયેલી ભૂલ છે. ૫ જુઓ Epigraphia Indica, vol. IX pt. 4, Vasantgadh Inscription. ૬ આ બે રાજાઓએ માત્ર પાંચ પાંચ વર્ષ રાજ્ય કર્યૂં હતૂં. ૭ પ્રભાચંદ્ર માઘના વતનનૂં નામ શ્રીમાલ અને મેરુતુંગ ભિનમાલ આપે છે. તે અપર-માલવની રાજધાનીની

પેઢીનામાના પુરાવા પ્રમાણે છઠ્ઠા શતકના છેલ્લા ચરણના થયો હતો એણે બાલ્યાવસ્થામા વિશાળ સસ્કૃત સાહિત્યનો બહુ સારો અભ્યાસ કર્યો હતો મહાકવિ ભારવિનુ किरातार्जुनीय એને ખાસ કરીને પ્રિય હતુ એને પિતામહના વારાની બહોળી સમૃદ્ધિ પેઢીઉતાર મળી હતી પરતુ એ પિતાના જેટલો અથવા તેનાથી અધિક ઉદાર હતો તેને લીધે એ લખલૂટ સંપત્તિ ખૂટી ગઈ, અને સર્વાશ્રયનો પુત્ર કદર વગરના મ્લેચ્છના અમલમા આશ્રય વિના મરણ પામ્યો[૧], ઇ સ ૬૨૭ એ અરસામા[૯] ઉત્તરાપથના સમ્રાટ હર્ષદેવે શ્રીમાલ ઉપર ચડાઇ કરી તે લાટ માલવ અને ગુર્જરોને શાસન કરવા નીમ્યો હતો કેમકે શ્રીદત્તનો સંબધ તોડી તેમણે દક્ષિણાપથના ચાલુક્યવશીય મલાશ્રય પુલકેશી સાથે નવો સંબધ જોડયો હતો[૨] અપર માલવનો રાજા શરણ્ યતા હર્ષે શ્રીમાલમા शिशुपालवधના કર્તાનુ તગીમાં અમાઠ મરણ થયાનુ સાભળ્યુ,

---

સત્તા છે પાછળથી મૈત્રકી રાજાઓના સમયમા અપર માલવ ગૂજરાતનો ભાગ બની ગયાથી પ્રભાચદ્ર અપર માલવને બદલે ગુર્જર સંજ્ઞા વાપરે છે નામના આવા ફેરફારના કારણથી વલ્લભ પડિત માઘને ગુર્જરદેશનો કહે છે

૧ शि ध। १२ । ११२। માના वृत्ति અને न्यास મા સમાયલા શ્લેષનુ અનતરણ हर्षचरित ના ત્રીજા ઉચ્છ્વાસ॥ प्रसन्नवृत्तयो. घृतगुरुपदन्यासा लोक इव व्याकरणे ऽपि એ ખડમાં જોવામા આવે છે, તે માઘ અને બાણનુ પૂર્વાપરપણૂ સ્થાપિત થયા નથી સુશ્લિષ્ટ બને છે शिशुपालवध ઇ સ. ૬૨૭ પહેલા રચાયુ અને हर्षचरित ઇ સ ૬૩૩ મા

૨ જુઓ રવિકીર્તિકૃત પ્રશસ્તિ, શ્લોક ૨૨, प्रतापोपनता यस्य लाटमालवगुर्जरा । दण्डोपनतसामन्तचर्या वर्या इवाभवन् ॥

તેથી તે ચક્રવર્તિકવિને બહુ ખેદ થયો[1]. સમ્રાટ હર્ષના અવસાન પછી પૂર્વોક્ત સત્યાશ્રય પુલકેશીના પુત્ર પ્રથમ વિક્રમાદિત્ય રણરસિકે અપર માલવ અને લાટ દેશ જીતી લેઈ પોતાના ન્હાના ભાઈ ધારાશ્રય જયસિંહવર્માને ત્યાનો સત્તાધીશ બનાવ્યો. એના અને એના પુત્ર યુવરાજ શ્રયાશ્રય શીલાદિત્યના અમલમાં સંબંધ ગાઢ થયાઃ લાટમાલવસાહિત્યનો ચાલુક્યોના રાજ્યમાં પ્રચાર થયો અને અમરુ શિશુપાલવધના પરિચયમાં આવ્યો. આથી આપણા મુક્તકકારને હું સાતમા શતકના ઉત્તરાર્ધમાં થયેલો માનૂં છું અને अमरुशतक એ શતાબ્દીના છેલ્લા ચરણમાં રચાયું સમજૂં છૂં.

૪ માઘ અને અમરની વચ્ચેનો ગાળો ભટ્ટિથી પૂરાય છે. એ વૈયાકરણકવિએ रावणवध નામે શાસ્ત્રકાવ્ય રચાયૂ છે. એને भट्टिकाव्य પણ કહે છે. એ माघकाव्यની સરસાઈમાં રચયુ જણાય છે. અઢાર સર્ગનૂં किरातार्जुनीय રચનાર ભારવિથી આગળ વધી માઘે વીસ સર્ગનૂં शिशुपालवध અને માઘથી આગળ વધી ભટ્ટિએ બાવીસ સર્ગનૂં रावणवध લખ્યુ, એવી મારી અટકળ છે. એ કલ્પનાને છંદોના વપરાટની કસોટીનો ટેકો મળે છે. शिशुपालवधમાં એક જ જાતિ છે, स्कन्धक, અને તેનો પ્રયોગ એકદેશી તરીકે કર્યો છે रावणवधમાં ત્રણ જાતિઓ મળી આવે છે, गाथा, स्कन्धक ને गलितक[3], તેમાં स्कन्धकનો

૧ मेरुतुंग માઘ અને ભોજ રાજાનો પ્રસંગ વર્ણવે છે. તેમાં દેખીતો સમયવિરોધ છે હર્ષ અને ભોજના નામની અદલાબદલી प्रबन्धचिन्तामणिમાં આ પહેલવ્હેલી નથી. માનતુંગાચાર્યના પ્રબંધમાં પણ चिन्तामणिકારે હર્ષને બદલે ભોજનૂં નામ યોજ્યૂ છે. प्रभाचन्द्र અને वल्लाळ પંડિતે પણ માઘ અને ભોજ રાજાનો સંબંધ આપ્યો છે ૨ ચાલુક્યવંશીય પ્રથમ વિક્રમાદિત્ય રણરસિકનો રાજ્યકાળ ઇ. સ ૬૫૫-૬૮૧, જુઓ Bombay Gazetteer, vol. I. pt 2, p 363. ૩ जयमङ्गला ટીકામાં गलितक નામ આપ્યૂ છે, અને રા બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ તે નામનો ઉતારો

વ્યાપકરૂપે ઉપયોગ છે અને બીજી બે એકદેશીરૂપે દેખા દે છે. માઘનું મોટામાં મોટું એકદેશી વૃત્ત એકવીસ અક્ષરનું, સ્રગ્ધરા છે. ભટ્ટિએ ત્રેવીસ અક્ષરનું, અશ્વલલિત વાપર્યું છે. આ રીતે શિશુપાલવધ મહાકાવ્ય રાવણવધની પૂર્વે ગોઠવાય છે[1]. ભટ્ટિએ શાસ્ત્રકાવ્ય ક્યાં ક્યારે રચ્યું તે દેશ-કાળનો નિર્ણય લગભગ ખાતરીથી થઈ શકે છે. રાવણવધનો કર્તા વલભીનો વતની હતો. તેના પિતાનું નામ શ્રીસ્વામી હતું, એમ ટીકાકાર જયમંગલ ભટ્ટિકાવ્ય ઉપરની ટીકાની [2]પુષ્પિકામાં લખી જાય છે[3]. પ્રબોધચન્દ્રોદયની ચન્દ્રિકા ટીકાના એક આરંભના શ્લોકમાં દૃષ્ટાંતભૂત સમર્થ મંત્રીશ્વરોમાં ભટ્ટિની ગણના કરી છે[4]. એ વલભીના શ્રીધરસેન નરેન્દ્રના સમયમાં થયો હતો. સેનાપતિ ભટાર્કના વંશમાં ધરસેન ચાર થયા છે. તેમાંના પહેલા અને ત્રીજા ધરસેનનાં દાનપત્રમાં

---

કર્યો છે. આ જરા ભૂલ ભરેલું છે. સામાન્ય સંજ્ઞા ગલિતક છે. તેનો મુખગલિતક એક વિશેષ છે. જુઓ હેમચંદ્રકૃત છન્દોનુશાસન.

૧ વાપરેલા છંદોની તપાસ ઉપરથી શિશુપાલવધ અને રાવણવધની વચ્ચે બે ત્રણ દાયકાનું અંતર લેવું પડે છે. માઘ અને સુપ્રભદેવની વચ્ચે પણ સ્હેજે ત્રણ ચાર દાયકાનો ગાળો છે જ. આ આંકડાઓ પ્રમાણે સર્વાધિકારી સુપ્રભદેવ સાતમા શતકનું પહેલું ચરણ ઉતરતાં અપર માલવના વર્મલાતના સમયમાં નહિ. પણ છઠ્ઠું શતક પૂરૂં થતાં વલભીના ધર્મેશ કિંવા ધર્માદિત્ય બિરુદ ધરાવના પ્રથમ શીલાદિત્યના સમયમાં જ થયો સંભવે છે. ૨ સમાપ્તિસૂચક લેખ. ૩ इति वलभीवास्तव्यस्य श्रीस्वामिसूनोः भट्ट(१ भट्टि के भर्तृ)महाब्राह्मणस्य महावैयाकरणस्य कृतौ रावणवधे द्वाविंशः सर्गः।. ૪ જુઓ ચન્દ્રિકાના શ્લોક મંજૂરની નીચેની પંક્તિઓઃ–चाणक्यभट्टिशिववर्मयुगंधरादीन् यः पूर्वमन्त्रितिलकानपि धिक्करोति।. અહીં शिववर्मन् શબ્દથી कातन्त्रકાર शर्ववर्मन्, જે गाहासत्तसईના રચનાર सातवाहनનો મંત્રી હતો, તે સમજવાનો છે.

કોઇ ભટ્ટિનું નામ જોવામાં આવે છે. એકમાં તેને દૂતક અને સૂપકારપતિ તથા બીજામાં તેને બપ્પભટ્ટનો પુત્ર કહ્યો છે. એ આપણો શ્રીસ્વામિપુત્ર વૈયાકરણ કવિ ન હોય. પહેલો અને ત્રીજો ધરસેન બાજુ ઉપર મૂકતાં રહ્યા માત્ર બીજો અને ચોથો. તે પૈકી પ્રસિદ્ધ તો ચોથો ધરસેન જ છે. પરમેશ્વર અને ચક્રવર્તી બિરુદ એની કીર્તિ પ્રકાશે છે. બીજા ધરસેનની કારકિર્દીમાં અદ્‌ભુત મંત્રશક્તિના પ્રદર્શનનો અવકાશ નથી. [1]ચાણક્ય અને [2]યુગંધરની પેઠે મંત્રીને મંત્રપ્રભાવ બતાવવાનો અવસર તો ચોથા ધરસેનના અને તેના પિતા બીજા ધ્રુવસેન બાલાદિત્યના રાજ્યમાં જ જોવામાં આવે છે. પ્રસ્તુત ધ્રુવસેન વ્યાકરણ અને અર્થશાસ્ત્ર વિશે કુશળતાનું અભિમાન ધરાવતો હશે. તેણે એ ઉભય શાસ્ત્રમાં પરમ પ્રવીણ ભટ્ટિને પોતાનો અમાત્ય બનાવ્યો સંભવે છે. એની ચન્દ્રિકાકારે વખાણેલી મંત્રશક્તિ પરાભવ પામી નાસી છૂટેલા વલભીશ્વરને વિજયી સમ્રાટ હર્ષ સાથે સંધિ કરાવી રાજ્ય અને રાજકન્યા અપાવવામાં સક્રિય અને સફળ બને છે. ભટ્ટિએ વ્યાકરણ અને સાહિત્યમાં પોતાનો બુદ્ધિવૈભવ શાસ્ત્રકાવ્ય આરંભી દર્શાવ્યો પરંતુ ભટ્ટિકાવ્ય પૂરૂં થયું જોવા ધ્રુવસેન જીવ્યો નહિ. એ બાવીસ સર્ગનું કાવ્ય ભટ્ટિકવિ ધ્રુવસેનના પુત્ર ધરસેનના સમયમાં પૂરૂં કરે છે. ચોથા ધરસેનનો રાજ્યકાળ ઇ. સ. ૬૪૧ થી ઇ. સ. ૬૫૧ છે. આથી ભટ્ટિકાવ્ય સાતમું શતક અધવારતાં રચાયું ઠરે છે. કરેલી સમાલોચનાને આધારે કવિઓને ક્રમમાં ગોઠવિયે, તો શતકના પૂર્વાર્ધમાં માઘ, મધ્યમાં ભટ્ટિ અને ઉત્તરાર્ધમાં અમરુ આવે છે.

## કવિનું વતન.

૫ અમરુ કવિના વતનનું સૂચન अमरुशतकના પાંચેક મુક્તકોમાં મળી આવે છે. "आलम्ब्याङ्गण०" (૮૮) ઉપરની ટીકામાં વેમભૂ-

[1] મૌર્ય ચંદ્રગુપ્તનો અમાત્ય; જુઓ मुद्राराक्षस. [2] વત્સરાજ ઉદયનના પિતા સહસ્રાનીકનો અમાત્ય; જુઓ कथासरित्सागर, તરંગ ૨.

પાસ નાયિકાના [1]ઉત્તરીયના છેડાને सव्य[2] વિશેષણ લગાડે છે. આ પ્રહેરવેશ દક્ષિણનો છે. સાતમા સૈકામાં ઉત્તરની સ્ત્રીનો પહેરવેશ તો આથી જુદો હતો. માઘ કવિના શિશુપાલવધના સાતમા સર્ગના શ્લોક ૧૬–૧૮ જોયાથી આ વાત લક્ષમાં ટસશે. કવિ દક્ષિણનો છે એવું બતાવી આપનારી બીજી વિલક્ષણતા "त्वं मुग्धाक्षि०" (૧૧) મુક્તકમાં છે. એ શ્લોક ઉપરની ટીકામાં અર્જુનવર્મદેવ જણાવે છે કે "[3]અહીં कञ्चुलिका શબ્દે કરીને દક્ષિણાપથની ચોળી જ સમજવાની છે. શાથી જે એ ચોળીને જ વીટિકા એટલે વીટા દેઈ ગાંઠ પાડવાની હોય છે. ઉત્તરાપથની[4] કાંચળીના સંબંધમાં તો कषा (ગૂ. કસ.), तनिका (હિંદુસ્તાની) વગેરે શબ્દો પ્રયોજાય છે[5]." ત્રીજી પણ એક વાત અહીં નોંધવા જેવી છે. "पङ्कयाश्लेष०" (૧૬) અને "निःशेषच्युत०" (૫૫) એ બંને મુક્તકોમાં [6]સ્નનમંડનારૂપે ચંદનના જ લેપનું નિરૂપણ છે. ઉત્તરના કેસરકસ્તૂરીનો મધમધાટ अमरुशतकમાં નથી[7]. કવિનો દક્ષિણ સાથેનો સંબંધ આ રીતે દૃઢ થાય છે. વળી "मलयमरुतां०" (૯૦) માં વાયુ મલયાચલથી વાતા વર્ણવ્યા છે, તેથી અમરુ છેક દક્ષિણનો નહિ હોય એમ પણ સમજાય છે. આ હકીકત સાથે માઘકાવ્યના પરિચયની વાત જોડતાં અમરુ, કવિ લાટગુર્જરની સમીપના પશ્ચિમ ચાલુક્યોના રાજ્યનો વતની હશે એવા અનુમાન પર હૂં આવું છું. મૂલગત મુક્તક ૫૫ માં વાપીસ્નાનનો નિર્દેશ છે અને પૂરવણી ૧ ના ૧૧૨ માં જળાશયનો ઉપક્ષેપ છે. તે ઉપરથી સમજાય છે કે કવિનું વતન વાવ કૂવા સરોવર આદિ જળાશયે શણગારેલું શહેર—કદાચ ચાલુક્યોની રાજધાની વાતાપી હશે.

---

૧ પછેડો, ઓઢણું. ૨ ડાબે ખભેથી જમણી કૂખ તરફ ઢળતો, જનોઇરેખે. ૩ कञ्चुलिका चेयं दाक्षिणात्या चोलिकारूपैव ॥ तस्या एव ग्रथनपदार्थं वीटिकाव्यपदेशः । अन्यत्र कषा तनिकेत्येवमादयः ॥. ૪ ઉત્તર હિન્દુસ્તાન. ૫ વપરાય છે. ૬ મંડન=શણગાર. ૭ अद्यानेन० (૫૮)માં અરુણ અંગરાગ જે કહ્યો છે, તે રક્તચંદનનો સમજવાનો છે.

૬ અમરુના વતનનો પત્તો આપણે મેળવ્યો. એથી શતકમાંનાં જે વચનો પૂર્વે આપણે [1]નિર્વિશેષબુદ્ધિથી ગગડાવી જતા, તેમાં હવે ખુબીદાર વિશેષ[2] આપણી નજરે સ્ફુરે છે. "गन्तव्यं यदि०" (૮૫)ના ત્રીજા ચરણમાં રેંટની પરનાળમાં ઠલવાતાં ડોલકાંના પાણીનું [3]નિદર્શન છે. આ દૃષ્ટાંત દક્ષિણનો છે. ત્યાં કૂવા ઊંડા નહિ પણ છીછરા હોય છે. કુદરતની એ અનુકૂળતાને લીધે તહીં ખેતી કરનારને કોસના કષ્ટમાં ઊતરવાની જરૂર રહેતી નથી. ગરીબ ખેડૂત, એકલાએ હાથે ચલાવી શકાય એવા રેંટને પાણીમાં બૂડવા પૂરતો ડોલકાંનો હારડો પહેરાવે છે અને કૂવાનું ને ખેતરની વાવણીનું જીવન ડોલકામાંથી ઠલવાનું નાળિયેરીના થડની પરનાળમાં ઝીલે છે. આ દક્ષિણના કૂવાની ઘટમાળે જ કદાચ સંસારના ઘટમાળની કલ્પનાને જન્મ આપ્યો હશે. "दम्पत्योर्निशि०" (૨૩) ના ત્રીજા ચરણમાં મુક્તાહારના લોલકરૂપે પદ્મરાગનું નિરૂપણ છે. એ શબ્દનો [4]પ્રયોજક દાક્ષિણાત્ય છે તે જાણ્યા પછી એનું પૂરું સામર્થ્ય[5] આપણા લક્ષમાં ઊતરે છે નિસ્તેજ ગ્રાસખંડ, ઝાંખું સૌગંધિક અને ફીકું કુરવિંદ પણ માણેક તે કહેવાય છે. પરંતુ પાણીવાળું જાળા વગરનું અને રંગદાર માણેક જ પદ્મરાગની વિશિષ્ટ સંજ્ઞાથી ઓળખાય છે. આ સિંહલદ્વીપનું ઉત્તમ માણેક જ દક્ષિણના સુવર્ણકાર કવિના મનમાં છે. પોતાના દેશકાળને, અનુસરી વિશિષ્ટ અર્થમાં આવો શબ્દનો ઉપયોગ કવિએ કરેલો પાછો "पत्र न धवले०" (૯૨) માં મળી આવે છે. અહીં પત્ર શબ્દ ગમે તે વનસ્પતિના પાદડાને માટે કર્તાએ નથી વાપર્યો, પણ લખવાના સાધનરૂપે જગજાહેર અને પોતાના દેશમાં પ્રસિદ્ધ તાલપત્ર કે તાડપત્રાત્મક કાનના શણગાર માટે યોજ્યો છે. આવી જ વિશિષ્ટતા[6] સ્ત્રીના

---

૧ આમાં કંઇ વિશેષ જાણવા જેવું નથી એવી સમજથી. ૨ તરેહવારપણું, વિલક્ષણતા. ૩ દાખલો. ૪ વાપરનાર. ૫ ચોક્કસ અને સ્ફોટ અર્થ બતાવવાની શક્તિ. ૬ નોંખાપણું, વિલક્ષણતા.

પહેરવેશના સંબંધમાં સૂક્ષ્મ રીતે "आलम्ब्याङ्गण०" (૮૮) મા જણાવી ગયો છૂ અહીં વસંત ઋતુ બેસી ચૂકી છતાં પરદેશમા રખડતો રસિક પિયુ કલ્પનાની દૃષ્ટિએ નિ શ્વાસ સાથે ઘરની વાડીનો આમો મોરેલો જુએ છે નવા મોરના મઘમઘતા પરાગથી આકર્ષાઈ ભમરાઓ ત્યા ગુંજગુંજ કરી રહ્યા છે તેની નીચે નાયિકા આગણામાં ઊભી છે એક હાથે ડાળ ઝાલીને તે આંબામોર સામૂ જુએ છે, અને વ્હાલાનો વાયદો વીતી ગયો વિચારી લાચાર બની રડે છે તેના શરીરમા કામનાં બાણ ભચોભચ ભોંકાય છે એ અનર્થરૂપ કારમા આંબામોરથી બચવા ઉત્તરીયનો છેડો બીજે હાથે ખેંચી ખેંચી તે પોતાની ઉઘાડી પીઠ ઢાંકે છે આ ચિત્ર દાક્ષિણાત્ય સ્ત્રીનૂ છે એ ધ્યાનમાં રહેતાં જ એની સુરેખતા અને સુંદરતા પૂરેપૂરી ચિત્તપટ પર છપાય છે

કવિની વૃત્તિ.

૭ અમરુ રાજદરબારનો આશ્રિત ન હતો સાતમા સૈકામા દક્ષિણમાં રાજાશ્રય હતો પણ નહિ. [૧]સાતવાહન અને [૨]શર્વવર્મા [૩]ગુણાઢ્ય [૪]શ્રીપાલિત આદિનો ઉજ્જવળ કાળ ક્યા એ વહી ગયો

૧ મહારાષ્ટ્રી गाहासत्तसई નો સંગ્રાહક અને તેમાંની કેટલીક ગાથાઓનો કર્તા ૨ સંસ્કૃત कातन्त्र વ્યાકરણનો કર્તા, એ સાતવાહનનો મંત્રી હતો ૩ પૈશાચી बृहत्कथा નો કર્તા, એ પણ કહેવાય છે કે સાતવાહનનો મંત્રી હતો ૪ गाहासत्तसई માની કેટલીક ગાથાઓનો કર્તા, એ સાતવાહનનો આશ્રિત કવિ હતો જુઓ શતાનંદપુત્ર અભિનંદ રચેલા रामचरित મહાકાવ્યના બત્રીસમા સર્ગને અંતે આવેલા શ્લોકનૂ પહેલૂ ચરણ हालेनोत्तमपूजया कविवृषा श्रीपालितो लालित । आवश्यकसूत्र ઉપર ઈસવી છઠ્ઠા શતકમાં ક્ષમાશ્રમણ જિનભદ્રગણીએ विशेषावश्यकभाष्य લખ્યૂ છે તેમા નીચેની બે ગાથા છે छज्जीवणियावारो णिद्दिट्ठघसेण सह सुयं घणं । त चेव य जिणवयणं सव्वं णिद्देसयपसेण । १५०७॥ जह वा णिद्दिट्ठवसा वासव-

હતો. પલ્લવો સાથેના [1]પ્રાણાંત વિગ્રહમાં ગૂંચાયલા ચાલુક્યોને સાહિત્યની ખૂઝ કરવાનો અવકાશ જ ન હતો. સૈકાના આરંભે માતંગદિવાકરને ઉત્તરના હર્ષનો અને સૈકાની સમાપ્તિએ શ્રીકંઠ ભવભૂતિને પણ યશોવર્માનો આશ્રય લેવો પડ્યો હતો. જૈન રવિકીર્તિ પુલકેશીનો રાજ્યકવિ નહિ, પણ સામાન્ય પ્રશસ્તિકાર જ હતો. આવા દેશકાળમાં અમરુ [2]શિલ્પ વડે સ્વતન્ત્ર નિર્વાહ ચલાવતો હતો. સુભાષિતાવલિના આરંભે ડૉ. પિટરસને ઇંગ્રેજી ઉપોદ્ઘાતમાં अमरुशतक ઉપરની કોઇ ટીકામાંથી विश्वप्रख्यातनाडींधमकुलतिलको विश्वकर्मा द्वितीयः એવી સ્ગ્ધરાની પંક્તિ ઉતારી લખ્યૂં છે કે અમરુ સુવર્ણકાર હતો. અર્જુનવર્મદેવ પણ ટીકાના આરંભે અમરુને "કલાઓનું ક્રીડાગૃહ[3]" કહે છે; એ

---

दत्तातरङ्गवइआइ । लोए णिद्देसगवसओ तु मणू अक्खपाउ त्ति ॥१५०८॥ એના ઉપર આઠમા શતકના હરિભદ્રસૂરિની શિષ્યહિતા નામે बृहद्वृत्तिમાં વ્યાખ્યાન નીચે મુજબ છે. लोको द्विधा, अर्हद्दर्शनानुगतो लोकोत्तररूपः तद्व्यतिरिक्तश्च। तत्र लोकोत्तरे निर्दिष्टार्थवशान्निर्देशो यथा षड्जीवनिका सामाध्ययनम् सा-चारः आवश्यकम् इत्यादि । तथा अत्रैव लोकोत्तरे तदन्यच्च श्रुतं निर्देशकवशादेवोच्यते, यथा भद्रबाहुनिमित्तम्, गन्द-संहिता, कापिलीयम् इत्यादि । यथा वा इतरलोके निर्दिष्टव-शाद् वासवदत्ता तरङ्गवती इत्यादि। निर्देशकवशात् तु मनुः अक्षपादः इत्यादि।. આ વ્યાખ્યાનમાં तरङ्गवतीને જૈનેતર દર્શનના કવિની કૃતિ કહી છે. એનો કર્તા पालित કહેવાય છે, તે આ જૈનેતર पालित કિંવા श्रीपालित; જૈન पादलिप्त કે पालित्त નહિ. पालित-ના શ્લોક सदुक्तिकर्णामृतમાં આપ્યા છે. હાલની गाहासत्तसईમાં पालितની ગાથાઓ છે.

[1] જીવ ઉપર આવી જાયને આદરેલો. [2] હુંનર, કારીગરી. [3] क्रीडाधाम्नः कलानाम् ।.

વચન, ઉપરના સંબંધમાં લેતાં સાહિત્ય સંગીત આદિ સુકુમાર કલા ઉપ.... કલાની. એટલે સોનીની કલાનું ભાન કરાવે છે. रोहन्तौ प्रथमं० (૭૯) માં विशिखा પદનો પ્રયોગ છે, તે પણ આ જ પ્રતીતિ દૃઢ કરે છે[1]: અમરુને "બીજો વિશ્વકર્મા" કહ્યો છે, તેથી સમજાય છે કે એની કારીગરી બહુ પંકાતી હશે, અને સારી પ્રાપ્તિને લીધે એ પૈસેટકે સુખી હશે. "दम्पत्योर्निशि०" (૨૩) માં કવિ पद्मरागની અંગત માહીતી બતાવે છે, તે એ ફતેહમંદ ધંધાના યોગમાં સુશ્લિષ્ટ[2] છે. "पस्याक्षेपं०" (૧૬) ના ત્રીજા ચરણમાં જે पादाप्रसंदंशकनूं રૂપક યોજ્યું છે, તે પણ સોનીની સાંડસીનો પરિચય કરાવે છે.

## કવિની કૃતિ.

૮. સાતવાહન અને ભર્તૃહરિની પેઠે અમરુની ખ્યાતિ મુક્તકકવિ તરીકે જ છે. કાવ્યનૂં મુક્તક સ્વરૂપ જ ખીલવવા પાછળ એણે સર્વ શક્તિ ખરચી છે. પ્રબંધ અને મુક્તક લક્ષણે એક છે. જે પંચ સંધિએ પ્રબંધનૂં કલેવર બંધાય છે, તે મુક્તકના બંધારણમાં પણ સ્પષ્ટ છે. તોપણ એ બેમાં [3]પરિમાણકૃત ભેદ હાથી અને તેના દર્પણગત પ્રતિબિંબ જેટલો ભારે છે. કોઇ પણ કવિ પ્રબંધકાર અને મુક્તકકારની સમતોલ-કીર્તિ સાથે મેળવવા સમર્થ થયો હોય એવું જાણવામાં નથી. મુક્તકકવિ તો એક પણ પ્રતાપી પ્રબંધકવિ નીવડ્યો જ નથી. મુક્તક માર્ગમાં ભ્રમણ કરનારી પ્રતિભા કદાચ પ્રબંધ માર્ગે ખેડી શકતી નહિ હોય.

૯ મુક્તકની રચનામાં અમરુએ જે સિદ્ધિ મેળવી છે, તે અદ્‌ભુત અને[4] અદ્વિતીય છે. મધ્યમ શક્તિ ધરાવનાર પ્રબંધ રચી કીર્તિ અને સ્થાયીપણું બંને મેળવવા ભાગ્યશાળી થાય છે. પ્રબંધમાં રસની

---

૧ विशिखाનો અર્થ 'સોનીઓનો વાસ, સોનારગોરી' થાય છે: જુઓ પૌ.સ.શા.। २.। विशिखायां सौवर्णिकप्रचारः ।
૨ બંધબેસતું. ૩ કદ. ૪ જેનો જોટો મળતો નથી એવી.

ખામી કેટલેક અંશે વાર્તાના ચમત્કારથી છાવરી શકાય છે. પદ્યબંધના નવનવા વૈભવથી તેની ખૂબીમાં વધારો સાધી શકાય છે. અલંકારની ઉપર ઉપરની ટાપટીપથી પણ તેની રમણીયતામાં ઊમેરણ કરી શકાય છે. આવી રીતે હેમના [૧]આભરણપ્રયોગને ઓડીની, ચિત્રણની, ઓપની, તાઢની વગેરે ક્રિયાના સંસ્કાર દર્શનીય બનાવે છે. પરંતુ પાટીલા પાણીદાર ને તેજસ્વી મોતીના દાણાની અપૂર્વતા તો તેની જાતની સ્વાભાવસિદ્ધ જ હોય છે. પ્રસ્તુત મુક્તકની જે સુંદરતા છે તે પણ સ્વાભાવિક શક્તિથી પ્રગટતી સુંદરતા છે. શક્તિ વગર અભ્યાસથી પણ પદ્યની ચાર લીટી જોડનાર અનેક નીકળે છે; मुक्तके कवयोऽनन्ता. [૨]. પરંતુ ઊંચી શકિતના અભાવે એમના મુક્તકો એમના આયુષભર પણ જીવતા નથી. વળી એક સારા પ્રબંધથી જેમ પ્રબંધકારને અમરપણૂ પ્રાપ્ત થાય છે, તેમ મુક્તકકારને માટે નથી. એકાદ સૂંઢના ગાંગડાથી ગાંધી થવાતું નથી ને એકાદ મુક્તકથી મુક્તકકવિ થવાતું નથી. છૂટા અનેક મુક્તકો અને મોતી પણ, પરોવીને હાર કર્યાં ન હોય, તો ક્યાં એ રવડી જાય છે. આથી પ્રબંધકવિની અપેક્ષાએ મુક્તકકવિ સંખ્યામાં ઓછા મળી આવે છે. કેવળ મુક્તકથી કીર્તિ મેળવનારા કવિઓ ગણાવિયે, તો સાતવાહન ભર્તૃહરિ અમરુ ને ગોવર્ધન જ જાણીતા છે. એ ચાર મુક્તકકવિમાં રસના મધુર [૩]પરિપાકને માટે, ભાવની [૪]દ્રાવક [૫]આર્દ્રતાને માટે, કાર્યના વિસ્તારી પુષ્ટપણાને માટે, [૬]સંવિધાનની સુંદર મોહકતાને માટે, પ્રસંગની ચમત્કારી નવીનતાને માટે, શૈલીના મનોહર પ્રસાદને માટે અને વાણીની અશિક્ષિત સાદાઇને માટે પ્રથમ પદવી अमरुशतकના કર્તાને જ ઘટે છે. કોઇના પણ મુક્તક રસથી ઊભરાઇ જઈ પ્રબંધની કીર્તિ મેળવવા પામ્યા હોય, તો તે અમરુના છે.

૧ ઘરેણાંના બાબ. ૨ જુઓ काव्यमीमांसा. પૃ. ૬૪. ૩ પાકટપણું. ૪ હૃદય પિગળાવી નાંખે એવી. ૫ લચપચ હોવાપણુ, તર હોવાપણું ૬ વસ્તુની ઘટના, ગોઠવણ.

૧૦ ભારવિની વાણીનું વિશેષલક્ષણ અર્થગૌરવ છે, તેમ અમરુની વાણીનું વિશેષલક્ષણ બંધગૌરવ છે. વ્યંજનાનો વળ અને અલંકારની રંગાટી વણાટના ઘટ્ટપણાના અભાવે પોતાને ટકાઉ બનાવવામાં અસમર્થ નીવડે છે. મુક્તકની કાવ્ય તરીકેની સફળતા બંધગૌરવમાં રહે છે. રાજશેખર काव्यमीमांसामां અર્થબંધને અવલંબીને મુક્તકના પાંચ પ્રકાર ગણાવે છે[1]. તેમાંના શુદ્ધ, ચિત્ર અને સંવિધાનાત્મક મુક્તકનાં ઉદાહરણ अमरुशतकमां બહુધા મળી આવે છે; અને તેમાં પણ મોટું પ્રમાણ ચિત્રનું છે. કથોત્થ અને આખ્યાનવાન લક્ષ ખેંચતા નથી.

૧૧ અમરુની પ્રસિદ્ધિ શૃંગારના મુક્તકોના રચનાર તરીકે છે. હરેકોઇ સુભાષિતસંગ્રહમાં શૃંગારની પદ્ધતિમાં એના મુક્તકો પુષ્કળ મળી આવે છે. શૃંગારી અમરુને ડાહ્યો થઈ નીતિબોધ આપતો કોઇ કલ્પે પણ નહિ. તેમ છતાં सुभाषितावलिमां એક નીતિનો[2] મુક્તક અમરુને નામે છે, તેથી ભર્તૃહરિની માફક એણે પણ નીતિના સ્ફુટ શ્લોક કદાચ રચ્યા હોય.

૧૨ કાવ્યમાં મુક્તક અને શાસ્ત્રમાં સૂત્ર તે સંસ્કૃત સાહિત્યની [3]વિશિષ્ટ સૃષ્ટિ[4] છે. પૃથ્વી ઉપરની બીજી પ્રૌઢ ભાષાઓમાં સાહિત્ય અનેક શાખાએ વિસ્તાર પામેલું જોઇયે છિયે, પણ તેમાં એકેમાં મુક્તક અને સૂત્રની કોટિનો [5]સંદર્ભ પાંગર્યો કે પાલવ્યો છે નહિ. ઔપચારિક ભાષામાં બોલિયે તો મુક્તક તે સૂત્રાત્મક પ્રબંધ છે. જેટલે દરજ્જે મુક્તકમાં પ્રબંધનું સ્વરૂપ સચવાય, તેટલે દરજ્જે તે પ્રબંધે અપનાવેલા કોટિના કાવ્ય નામને લાયક લેખાય. પ્રબંધના લક્ષણથી રહિત

૧ જુઓ काव्यमीमांसा, પૃ. ૪૬–૪૭. ૨ જુઓ सुभाषितावलि, શ્લોક ૮૯૨,–कालप्राप्तं महारत्नं यो न गृह्णात्यबुद्धिमान् । अन्यहस्तगतं दृष्ट्वा पश्चात् स परितप्यते ॥ ૩ બીજે કદી જોવામાં ન આવતી. ૪ રચના. ૫ ગ્રંથ.

મુક્તક પદ્ય છે, પણ કાવ્ય નથી પ્રબંધ અને મુક્તકનો આ શાસ્ત્રીય સંબંધ તેમના આવિર્ભાવના ક્રમથી સમર્થન પામે છે. તપાસિયે તો પ્રબંધમાંથી જ મુક્તક છૂટા પડ્યા છે. જૂનામાં જૂનો મુક્તકોને સંગ્રહ મોટે ભાગે અનુષ્ટુભમાં રચાયલૂ પાલી ભાષાનૂં ધમ્મપદ છે. બુદ્ધ ભગવાનની દેશનાના એ મુક્તકોનૂ પૂર્વરૂપ શોધીશું, તો મહાભારતમાંના બોધ અને જ્ઞાનના શ્લોકો જડગે બીજો મુક્તકનો પ્રાચીન સંગ્રહ ગાથા છંદમાં રચાયલી મહારાષ્ટ્રી પ્રાકૃતની ગાહાસત્તસઈ છે. મહારાજા હાલ સાતવાહનનાં એ શૃગારચિત્રોનો આદર્શ[1] શાકુન્તલ આદિ નાટકની સ્વતંત્ર ભાવમય આર્યાઓ છે. આ જૂના મુક્તકમાં પ્રબધ સ્વરૂપ જે અપરિસ્ફુટ છે, તે અમરુના મુક્તકોમાં સ્ફુટ થાય છે. એ સ્ફુટ સ્વરૂપના [2]સમુલ્લાસને યોગ્ય વૃત્ત પણ કવિએ શિખરિણી હરિણી શાર્દૂલવિક્રીડિત આદિ પ્રૌઢ જ યોજેલાં જોઇયે છિયે.

૧૩ અમરુશતક અલંકારશાસ્ત્રના દાસ ન બનનારા સ્વતંત્ર કવિની પ્રસાદી છે. આલકારિકો એકતરફી પ્રીતિને રસાભાસ કહે છે અને તે પ્રત્યે અણગમો બતાવે છે એવો એક રસભાસનો પ્રસંગ ઇંદ્રિયો અને મનને શિથિલ કરી દેતા વિષાદના પોષણમાં યોજી દેઈ એ અણગમો કવિએ ઉવેખી કાઢ્યો છે[3]. શૃગાર અને શાંતના સંકરનૂં નામ લેતાં આલકારિકો કપે છે. પરતુ પ્રવાસના એક ચિત્રમાં એકીવખતે ઔત્સુક્ય અને વિષાદને ખિલાવી રતિ અને નિર્વેદની [4]વર્ણચ્છાયા મિલાવી એક કારમો સંકર જમાવી દેઈ અમરુએ અલંકારશાસ્ત્રની મર્યાદાને સાંકડી નીવડાવી છે[5]. આલકારિકો વિરોધી રસનો યોગ અસંભાવ્ય માની માથૂ ધૂણાવે છે. પણ પ્રવાસવિપ્રલભના એક હૃદયભેદક દશ્યને અપૂર્વ સ્વાભાવિકતાથી કરુણાંત બનાવી રસમર્મજ્ઞ કવિએ અસંભાવ્યને સંભાવ્ય કરી બતાવ્યૂ છે.[6] અથવા ક્યાં નૈસ-

૧ અસલ નમૂનો ૨ ખિલવણી ૩ જુઓ મુક્તક ૭૯. ૪ રગનો પટ. ૫ જુઓ મુક્તક ૮૪. ૬ જુઓ મુક્તક ૮૫.

ગિક[1] પ્રતિભાના બળે અનંતમાં વિહરનારા કવિ અને ક્યાં પારકી પાંખે આભ ઉછળમાં લેવા મથનારા આલંકારિક?

૧૪ અમરુની પ્રતિભા ઉપર કલાનો અંકુશ હોત, તો આલંકારિક મમ્મટ લીલાતામરસા૦ (૪૩) મુક્તકમાં જે જુગુપ્સાશ્લીલ દોષ સૂંઘી સુગાય છે તેનો વ્હેમ પણ રહેવા પામત નહિ. વળી પંડિતરાજ જગન્નાથની દૃષ્ટિને સૂન્યં વાસ૦ (૧૨) મુક્તકમાં વૈદર્ભી રીતિના [2]નિર્વાહની જે અનેક ખામીઓ ખૂંચે છે તે પણ સ્હેજે દૂર થઈ હોત. તેમ વળી ટીકાકાર અર્જુનવર્મા ગાઢાલિઙ્ગન૦ (૧૫) મુક્તકમાં જે અમંગલાશ્લીલનો આક્ષેપ કરે છે, તેનો પણ અવકાશ ભાગ્યે જ રહ્યો હોત. પરંતુ કલાચાતુર્યનો લાભ ઇચ્છવા જતાં સાદાઈ અને સ્વાભાવિકતાની હાનિ વ્હોરવાનો ભય રહે છે. અમરુની શૈલી મનોહર છે, તે કલાની કૃત્રિમતા તેમાં નથી તેને લીધે છે. એની રચના આડંબર વગરની અને અકુટિલ છે. અલંકારનો પ્રયોગ કવિ છૂટથી કરે છે; પરંતુ એના અલંકાર કટકકુંડળની પેઠે શરીરથી ભિન્ન કે કૃત્રિમ નથી ભાસતા, પણ અશ્વત્થામાના મસ્તકના મણિની માફક અંગભૂત[3] અને કર્ણનાં કવચકુંડળની માફક સ્વાભાવિક જણાય છે. અર્થ પ્રસાદથી નીતરેલો અને રસધ્વનિથી નીતરેલો, એ અમરુશતકનું એક આગળ પડતું લક્ષણ છે. સર્વગુણસંપન્ન વૈદર્ભી રીતિ કવિને [4]અભિમત છે. એના મુક્તકોમાં દીર્ઘ સમાસ[5] ક્વચિત કાનનો કડુખલો ભરી નાંખે છે ખરા; પણ યાદ રાખવું જોઇયે કે અમરુ કંઇ રઘુકારનો સહજીવી નથી. એ તો કાદમ્બરી અને માલતીમાધવ રચનાર બાણ અને ભવભૂતિના વચલા ગાળામાં થનારો કવિ છે.

૧૫ અમરુશતકના મુક્તકો ત્રણ ભાગમાં વ્હેંચાઈ જાય છેઃ— ભોગવિલાસના, રીસામણાંમનામણાંના અને સંયોગવિયોગના. પહેલા

૧ કુદરતી, ઈશ્વરદત્ત. ૨ જમાવટ. ૩ શરીરના અવયવ રૂપ. ૪ પસંદ, કબૂલ. ૫ જુઓ ૧. ૧૧, ૨૦, ૪૨, ૪૬, ૫૮, ૮૮, ૯૪.

પ્રકારના મુક્તકો બહુ ઉન્માદક[1] છે; છતાં [2]અકામના સ્પર્શથી લેશમાત્ર પણ દૂષિત નથી. બીજા પ્રકારના મુક્તકોમાં આર્યધરસંસારનાં અનેક [3]સ્નેહાર્દ્ર ચિત્રો આલેખાયલાં છે, જેની ખૂબી સમજવા આર્યહૃદય [4]અપેક્ષિત છે. ત્રીજા પ્રકારના મુક્તક અત્યંત કોમળ અને દ્રાવક છે. પણ તેમની કોમળતા અને દ્રાવકતા આ કાળમાં પૂરેપૂરી પ્રીછાવી દુર્ઘટ છે. તાર ટપાલ ને આગગાડીએ વિયોગને નિર્દેશ કરી દીધો છે, અવિયોગ બનાવી મૂક્યો છે. તેને લીધે અમરુનો પ્રવાસ વિપ્રલંભ આજકાલ ભૂસ્તરના પુરાકલ્પની[5] સૃષ્ટિના જેવો મનથી ઉપજાવી કાઢવાનો રહ્યો છે. "કો જાણે અહીં આપણૂં ય મળવૂં થાશે ફરી વા ન વા?" (૮૫), એ કથનીનો આજે અવસર જ કયાં છે? વર્તમાન સંજોગમાં "પૂર્વે પ્રાણ જ છોડિયા નિજ, પછી પ્રાણેશ તન્વંગીએ" (૮૨), એ પ્રસંગ તો ક્યાંથી જ [6]ઉપસ્થિત થાય? આજ પણ ધર્મશાળાઓ પ્રવાસીથી ખાલી નથી હોતી. પરંતુ "છાતીફાટ પ્રવાસી રાત બધી એ એવો રડ્યો કે ફરી ગામે સારથી પંથીને ઉતરવા દેવાની બંધી કરી" (૮૯), એ બનાવનાં તો કોઇને ગામમાં સ્વપ્ન પણ નથી આવતાં. અમરુના કાળનાં "ખેંચી આંખ વિલોકી વાટ ડગલૂં બેહોશ પાછૂં ભરી, 'આવંતા કદી હોય કેંથ' કરીને જોયે વળી બાપડી" (૯૧) અને "ઊંડા શ્વાસથી તર્વરંત અધરે પીડાઈ નિત્યે ઉરે કો આ ધન્ય અધન્યની જ અથવા તૂં પ્રીતિ તન્વી! સ્મરે?" (૯૪) વગેરે પ્રવાસ વિપ્રલંભનાં મર્મભેદક દર્શ્યો આ કાળના રસિક વાચકને કલ્પનાગમ્ય જ રહેશે.

### કવિને મળેલૂં અસાધારણ માન.

૧૬ દક્ષિણાપથના અમરુને ઉત્તરાપથમાં તેની હયાતીમાં જ બહુ ભારે માન મળ્યૂં હતૂં. ભરતખંડનૂં કાવ્યપીઠ પૂર્વે ઉજ્જયિની

૧ મસ્ત બનાવનાર. ૨ અયુક્ત કામ, ખોટો, પાપયુક્ત કામ. ૩ પ્રેમથી ભીંજાયલાં. ૪ જરૂરનૂં. ૫ ભૂસ્તરવિદ્યાના વહી ગયેલા જૂના યુગો. ૬ પ્રાપ્ત, સિદ્ધ.

નગર અને શાસ્ત્રપીઠ પાટલિપુત્ર હતું. એ મહાનગરોમાં બ્રહ્મસભ ભરાતી, ને કાવ્ય અને શાસ્ત્રમાં પરીક્ષા થતી. તેમાં વિજયશાળી કવિ અને વિદ્વાનને પટબંધ બંધાવી બ્રહ્મરથમાં બેસાડી ઠાઠમાઠથી શહેરમ ફેરવવાનો સંપ્રદાય હતો. એવો મહોત્સવ કાલિદાસ ભારવિ મેં વગેરે કવિઓના સત્કાર અર્થે ઉજ્જયિનીમાં અને પતંજલિ પિંગ વગેરે વિદ્વાનોના સત્કાર અર્થે પાટલિપુત્રમાં ઊજવાયાની નોંધ છે[1]; એ દ્વારા આપણે તે તે પ્રબંધકારનો અને શાસ્ત્રકારનો સત્કાર થયા જાણિયે છિયે. પરંતુ કોઇ મુક્તકકારને એ અસાધારણ માન મળ્યું હોય, તો તે અમરુ એક જ છે. નોંધની ગાથામાં સંસ્કારી સીધેસ અમર નામે એનો ઉલ્લેખ છે[2]. ઉજ્જયિનીની બ્રહ્મસભામાં મળેલું માન અમરુને વાતાપીની રાજસભામાં કદાપિ સનમાન મળ્યું હોત તે કરત વધારે પ્રિય થઈ પડ્યું હશે.

અમરુ અને સમકાલીન દાક્ષિણાત્ય કવિઓ.

૧૭ સાતમા શતકના દક્ષિણના કવિઓમાં અમરુ કાલક્રમમ છેલ્લો પણ યોગ્યતામાં પહેલો છે. એના [3]પુરોગામી માતંગદિવાક અને જૈન રવિકીર્તિએ એમની હયાતીમાં સારી ખ્યાતિ મેળવી હશે

૧ જુઓ રાજશેખરકૃત काव्यमीमांसा । १० । श्रूयते चोज्जयिन्यां काव्यपरीक्षा । इह कालिदासमेण्ठावत्रामररूपसूरभारवयः । हरिचन्द्रचन्द्रगुप्तौ परीक्षिताविह विशालायाम् ॥ श्रूयते च पाटलिपुत्रे शास्त्रपरीक्षा । अत्रोपवर्षवर्षाविह पाणिनिपिङ्गलाविह व्याडिः । वररुचिपतञ्जली इह परीक्षिताः ख्यातिमुपजग्मुः ॥. બીજી ગાથામાં પાણિનિ અને વ્યાડિ નામ નોંધ્યાં છે તે શંકાસ્પદ છે. ૨ કાવ્યપરીક્ષા વિશેની ગાથામાં अमर શબ્દ अमरकोशના કર્તાને માટે લેઈ શકાય નહિ; કેમકે કવિ ન હતો, વિદ્વાન હતો; એનો સત્કાર ઉજ્જયિની સંભવે નહિ. ૩ પહેલાં થનાર.

नवमा दसमा सैकानो राजशेखर पहेलानी स्तुति गाय छे[1] अने बीजो पोताने कालिदास अने भारविनो समोवडियो जणावे छे.[2] एक उत्तरना चक्रवर्तिकवि हर्षनी सभामां बाण अने मयूर साथे पूजायो हतो अन्य दक्षिणमां बळवान वातापीना चालुक्य नरेश द्वितीय पुलकेशी सत्याश्रयनी कृपा भोगवतो हतो.[3] पहेलाए राजानी प्रशंसाना श्लोक गाईने ज कृतार्थता मानी छे[4]. बीजा ए ऐहोलवाळी प्रशस्ति लखीने ज कल्पना घसवी नाखी छे. दिवाकरे के रविकीर्तिए एके कविए अमरुशतकनी पंक्तिनो सार्वकालिक कीर्ति आपनारो काव्यग्रंथ पाछळ मूकेलो जाणवामा नथी.

१८ संस्कृत साहित्यना इतिहासमां दाक्षिणात्य सुवर्णकार अमरु अने गैाड कुंभकार द्रोणनां[5] नामो बहु उपयोगी छे. ए बतावी आपे छे के आजथी हजार बारसें वरस उपर आपणी संस्कृत वाणी लोकोनी बोली तरीके विलुप्त छता जीवती जागती सर्वप्राप्य भाषा हती ए जमानानी ऊंची केळवणीनू ते प्रधान अंग मनाती. शूद्र पण एना लाभनो दावो धरावता, अने एनाथी प्राप्त थती योग्यताना बळे राजाओना अने सरस्वतीना दरबारमां तेओ विद्वान ब्राह्मणो साथे सत्कारमां भाग पडावता. आ रीते संस्कृत ज्ञान मेळववानो मार्ग

---

१ अहो प्रभावो वाग्देव्या यन्मातङ्गदिवाकरः । श्रीहर्षस्याभवत् सभ्यः समं बाणमयूरयोः ॥ २ जुओ ऐहोलवाळी प्रशस्तिना छेल्ला ( ३८ ) श्लोकनूं उत्तरार्ध स विजयतां रविकीर्तिः कविताश्रितकालिदासभारविकीर्तिः ॥. ३ जुओ पूर्वोक्त प्रशस्तिना श्लोक ३५ नूं बीजूं अने चोथूं चरण सत्याश्रयस्य परमाप्तवता प्रसाद निर्मापितं मतिमता रविकीर्तिनेदम् ॥. ४ जुओ सुभाषितावलिमां मातंगदिवाकरना श्लोको. ५ जुओ राजशेखरनूं सुभाषित सरस्वतीपवित्राणां जातिस्तत्र न देहिनाम् । व्यासस्पर्धी कुलालोऽभूद् द्रोणो भारते कविः॥.

એ સમયમાં સૌને સરળ હતો જનસમાજ, જે બહુધા અધકારગ્રસ્ત હોય છે, તેમાં પણ ઊચી કેળવણીનાં કિરણો ઊંડાં ઉતર્યાં હતાં એ ગત કાળની સંસ્કૃતજ્ઞાન અને ઉચ્ચ રસિકત્વની [1]વ્યાપકતા તો ગઈ જ!

## પુનર્જીવનની આખ્યાયિકા.

૧૯ અમરુ[2] કવિનૂ નામ અમરકરૂપે પણ લખાયનૂ મળી આવે છે. એ સંસ્કૃત સ્વરૂપમાં સ્ફુરતા મૃતના અમરણ એટલે પુનરુજ્જીવનના ભાવને અનમળીને ભાષ્યકારકૃત પરકાયપ્રવેશની અદ્ભુતકથા અમરુના વૃત્તાતમા ઘટવાઈ લાગે છે એ ભ્રમ સ્થિર થતાં કાનાતરે કોઈ કલ્પનાશીલ પુરુષે अमरुशतकને નવીન शृङ्गशतक નામ નનાજ્યૂ જણાય છે બાકી આવું પદે પદે શૃગારરસે રેનાઈ જતૂ શતક શંકર ભગવાને રચ્યૂ હોય એવૂ ઘડીભર પણ ધાર , તે તો એ વિજ્ઞાન ને વૈરાગ્યની મૂર્તિનૂ વગોણુ જ કહેવાય

### अमरुशतकનૂ નામાતર

૨૦ અમરુની શતશ્લોકીને કેટલીક પ્રતમાં शृङ्गारशतक નામ આપેલૂં જોવામા આવે છે વેમ ભૂપાવે પોતે રચેલી ટીકાનૂ નામ शृङ्गारदीपिका રાખ્યૂ છે, તે કદાચ આ ઓછા જાણીતા નામને અનુલક્ષીને હોય એનૂં જગતની જીભે ચડેલૂ નામ તો अमरुशतक જ છે. એ નામ તે અમરુની એકની એક કાવ્યકૃતિ હોવાને લીધે અપાયૂ હોય આવી રીતે सूर्यशतक સાધારણ રીતે मयूरशतकના નામથી જાણીતૂ થયૂ છે આ કલ્પનાના સમર્થનમા माघकाव्य, भट्टिकाव्य, मुरारिनाटक આદિ અનેક દૃષ્ટાંત ઊભેરી શકાય.

૧ બધા મનુષ્યો લાભ લેઈ શકે એવી સ્થિતિ. ૨ ભાષાની દૃષ્ટિએ अमरु, ઇસવી સાતમા શતકની લોકભાષા જે અપભ્રશ, તેનો બોલ છે સંસ્કૃત अमर ઉપરથી અપભ્રશ अमरु અને ગૂજરાતી અમરો સંચ ઉતરી આવેલ છે

વાચના

૨૧ પંડિત દુર્ગાપ્રસાદે ને રીચર્ડ સાઇમને છપાવેલા अमरुशतक-માંથી વીણી વીણી મંગળાચરણના શ્લોક સાથે ૧૦૨ મુક્તક[૨] મેં અનુવાદ માટે ઉદ્ધાર્યાં છે; ઉપરાંત બીજાં ૧૩ મુક્તક તારવી કાઢી પૂરવણીમાં લીધાં છે. બાકીના શ્લોક તજી દીધા છે. મૂળમાં આપેલા ૧૦૨ મુક્તકમાંથી ૬૫ रसिकसजीवनी અને शृङ्गारदीपिका બંનેમાં, ૮ એકલી रसिकसजीवनीમાં, ૮ એકલી शृङ्गारदीपिकाમાં, ૧ મૂલમાત્રમાં, ૧૫ सुभाषितावलिમાં, ૨ सूक्तिमुक्तावलिમાં, ૨ सदुक्तिकर्णामृत[૩]માં અને ૧ औचित्यविचारचर्चाમાં મળી આવે છે. એમાં ૬૭ शार्दूलविक्रीडित, ૧૬ હરિણી, ૧૦ શિખરિણી, ૫ સ્રગ્ધરા, ૩ મંદાક્રાંતા અને ૧ વસંતતિલકા છે. આ રીતે આખું શતક, મંગળાચરણનો વસંતતિલકા છંદ બાદ કરતાં, ૧૭ થી ૨૧ અક્ષરનાં પ્રૌઢ વૃત્તમાં રચાયલું જોઇયે છિયે. પૂરવણીમાં ૨ શાર્દૂલવિક્રીડિત, ૩ વસંતતિલકા, ૨ માલિની, ૧ ઉપજાતિ, ૩ અનુષ્ટુભ અને ૨ આર્યા સમાય છે. આ વધારાના મુક્તકોનો મોટો ભાગ, અમરુ ઊછરતો કવિ હશે, ત્યારે રચવામાં આવ્યો છે. અહીં પ્રૌઢ વૃત્તો બદલે ટૂંકડા છંદો વપરાયલા છે એટલું જ નહિ, પણ રસને બદલે અર્થચિત્ર અને સંપૂર્ણ પ્રબંધસ્વરૂપને બદલે [૪]એકદેશી પ્રસંગ કે ભાવનું નિરૂપણ જોવામાં આવે છે. यद्गात्रो० (૧૧૧) મુક્તકમાં તો પ્રસાદની પણ ખામી છે. પૂરવણીના મુક્તકોમાંથી ૪ सुभाषितावलिમાં, ૨ सूक्तिमुक्तावलिમાં ને ૧ शार्ङ्गधरपद्धतिમાં અમરુને

---

૧ Text. ૨ આમાંના श्रुत्वा नामापि० પ્રતીકવાળા શ્લોકને અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ધારે છે. પરંતુ વેમ ભૂપાલે તેને અમરુની કૃતિ તરીકે સ્વીકાર્યો છે. વેમની વિવેચનશક્તિને માટે મને માન છે. આથી પ્રસ્તુત શ્લોક મેં અમરુશતકમાં સંઘર્યો છે. સંસ્કૃત સુભાષિતસંગ્રહોમાં તે બીજાને નામે નથી. ૩ सदुक्तिकर्णामृतના માત્ર પહેલા બે ખંડ જ મને મળી શક્યા છે. ૪ Partial.

નામે આપેના છે, અને ૧ रसिकसजीवनी તથા शृङ्गारदीपिका બનેમાં, ૧ એકની रसिकसजीवनीમા અને ૪ એકની शृङ्गारदीपिकाમાં છે

૨૨ તજી દીધેના ૬૮ છદના બે વિભાગ પડે છે પહેલા વિભાગમાં ૩૦ મુક્તક અને ૧ યુગ્મક આવે છે સુભાષિતસગ્રહોમા આ છદો બીજાને નામે ચડેલા છે, તે [1]અસ્વીકાર્યં જ છે શૈલી અને વૃત્તના સરખાપણાને લીધે તે अमरुशतकમા ઘુસી ગયા હશે એ બધા પરિશિષ્ટ ૧ મા વિગત સાથે આપ્યા છે બીજા વિભાગમાં ૩૪ મુક્તક અને ૧ યુગ્મક સમાય છે તેના કર્તાના નામ ઘણે ભાગે હાથ લાગ્યાં નથી તેમનુ સ્વરૂપ કહી આપે છે કે તે અમરુના ન હોય આ પ્રક્ષિપ્ત શ્લોક મેં પરિશિષ્ટ ૨ માં આપ્યા છે

૨૩ ઉપર જણાવેલા अमरुशतकના બે મુદ્રિત પ્રકાશનોમા નનોંધેલા, પરન્તુ અન્યત્ર અમરુની નામમુદ્રાથી આપેના, કેટલાક શ્લોક વર્તમાન સંસ્કરણના પ્રસંગે મારા જાણવામા આવેલા, તેની ત્રીજા પરિશિષ્ટમા નોધ લીધી છે

૨૪ અમરુના ન્હાનકડા સગ્રહમા આખા શ્લોકના શ્લોક સોએ સાઠથી પણ વધારે ઘુસી ગયા છે તે ભલે, પણ કહેવુ જોઇયે કે મૂળ પાઠ ઝાઝો ભ્રષ્ટ થવા પામ્યો નથી ઉદ્ધારેલી शतश्लोकीમાં છેકવાથા પડતા પાઠ તો એક બે જ છે મુક્તકના બાધાનૂ આ દૃઢપણૂ ધ્યાન ખેંચનારૂં છે

## ટીકાકાર

૨૫ अमरुशतक ઉપર દસ પદર ટીકાઓ થયેલી કહેવાય છે પરતુ શતકની ખૂબી સમજાવનારી ઉત્તમ ટીકા તો બે જ છે એ બેમા પણ વિદ્વત્તા અને પ્રાચીનતામાં ચડતી ટીકા रसिकसजीवनी છે તે ધારા નગરીના રાજા અર્જુનવર્મદેવે રચેલી છે ભોજ રાજાથી આઠમો આદીપતિ સુભટવર્મા થયો, જેણે ભોળા ભીમના રાજ્યકા-

[1] સ્વીકારવા લાયક નહિ એવા

ળમાં ગૂજરાત ઉપર ધૂજારો કર્યો હતો તેનો પુત્ર અને ઉત્તરાધિકારી અર્જુનવર્મા ભોજ રાજા સ્વર્ગે સિધાવ્યા પછી પરમારકુળને દીપાવનાર રાજા એ જ થયો છે રસિકસંજીવનીમા એ પોતાને भोजकुलप्रदीप અને वीरचूडामणि એવાં વિશેષણ લગાડે છે, તેમા અત્યુક્તિ નથી તેણે ઊગતી વયમા જ પાવાગઢ આગળ યુદ્ધમાં જયસિંહનો પરાજય કર્યો હતો[1] આ જયસિંહ તે વિ સં ૧૨૮૦ ના શાસનપત્રનો अभिनवसिद्धराज વિરુદ ધારણ કરનાર ગૂર્જરનો ચૌલુક્ય જયસિંહ હોવો જોઇયે તેણે વિ સ ૧૨૬૬–૭૨ ના ગાળામા ભોળા ભીમને રાજગાદી ઉપરથી ખસેડી રાજચિહ્ન ધારણ કરી વિ. સં ૧૨૮૦–૮૩ સુધી રાજસત્તા ભોગવી હતી જયસિંહના પરાજયને ઉદ્દેશીને કદાચ रसिकसंजीवनीના આરંભના શ્લોકમા અર્જુનવર્માએ પોતાને वीरव्रती વિશેષણ લગાડ્યૂ હોય એ પ્રતાપી રાજા સંસ્કૃતવિદ્યાને સારૂ ઉત્તેજન આપતો એના દરબારનો પંડિત [2]મદન લખે છે, કે વર્તમાન કાળમાં મહારાજ અર્જુનવર્મદેવે સંગીત અને સાહિત્યમાં સંપૂર્ણ કુશળતા મેળવી સરસ્વતીનો વીણાપુસ્તકનો ભાર ઉ

---

૧ અર્જુનવર્માએ ગૂજરાત ઉપર વિજય મેળવ્યો હતો, તે વિશે બાલસરસ્વતી મદનની રચેલી **पारिजातमञ्जरी** કિંવા **विजयश्री** નાટિકાના પહેલા બે અંક જડ્યા છે ધાર કિંવા ધારાનગરીની કમાલમૌલા મસીદમાં ચણી લીધેલી એક શિલા છૂટી પડી હતી, તેમા એ અંકો કોતરેલા મળી આવ્યા છે કહે છે કે ભોજરાજાએ સ્થાપેલી **सरस्वतीकण्ठाभरण** પાઠશાળાની જ વિધર્મીઓએ કમાલમૌલા મસીદ બનાવી દીધી હતી એ પાઠશાળામાં અર્જુનવર્માના સમયમાં **पारिजातमञ्जरी** બે શિલાઓમાં કોતરીને રાખવામા આવી હતી. ખૂટતા બે અંક બીજી હાથ ન લાગેલી શિલામાં હોવા જોઇયે જડેલા બે અંક Epigraphia Indicaમા છપાયા છે ૨ મદન પંડિત અર્જુનવર્માનો પુરોહિત, ઉપાધ્યાય અને રાજકવિ હતો

તાર્યો છે. અર્જુનવર્માની પુસ્તકરૂપ કૃતિ [1]રસિકસજીવની છે. એમાં તેણે શતકની અનેક હાથપ્રત મેળવી વાચના નિર્ધારવા શ્રમ લીધો જણાય છે[2]. એ ટીકા તેના કર્તાના જ્ઞાનનું બહોળાપણું, ઊંડાપણું અને ચોકસપણું બતાવવા બસ છે. અર્જુનવર્મદેવ પક્ષપાતલિપ્ત થયા વિના ન્યાયબુદ્ધિથી મૂળના ગુણદોષ દર્શાવે છે, અને નિડરપણે વિરુદ્ધ મતનું ખંડન કરે છે. વિવેચનમાં આગળ પડતી વિદ્વત્તાના પડછે શ્લોકની પસંદગીમાં સજીવનીકારની સાવધાનતા કંઈક ઓછી છે. મુક્તકના શતકમાં બે યુગ્મક પણ ભેગાં પરોવાયાં છે; પ્રૌઢ વૃત્તોના સમૂહમાં ટૂંકાં અનુષ્ટુભ અને ઉપજાતિ વૃત્ત પણ ભળ્યાં છે, અને ધ્વનિની શતશ્લોકીમાં અર્થચિત્રને પણ સ્થાન મળ્યું છે.

૨૬ શતકની બીજી ઉત્તમ ટીકા શૃઙ્ગારદીપિકા છે. એનો કર્તા વેમ ભૂપાલ દક્ષિણાપથના [3]પંટ નામે શૂદ્ર રાજકુળમાં જન્મ્યો હતો, એનો પ્રપિતામહ પ્રાલ ભૂપાલ પંટ. વંશનો મૂળપુરુષ હતો. તે ત્રિલિંગ દેશમાં રાજ્ય કરતો હતો. તેની રાજધાની અદ્દંકિ નગરી હતી[4]. તેને પાંચ પુત્ર હતા માચ, વેમ, દોડ, અન્ન અને મલ્લ એમાંના બીજાએ કૃષ્ણા નદીની શાખા જે પાતાળગંગા, તેનો શ્રીશૈલેશ આગળ ઘાટ બંધાવ્યો હતો; અને હેમાદ્રિના દાનખણ્ડમાં કહેલાં અનેક મહાદાન આપ્યાં હતાં મોટા માચ નરેંદ્રને ત્રણ પુત્રો થયાઃ રેડ્ડિપોત,

---

૧ સુભાષિતાવલિમાં નીચેનો શ્લોક અર્જુનવર્માને નામે આપ્યો છે.–નીતોઽસ્મિ યેન મહતીં સલિલેન વૃદ્ધિં સયોજિતશ્ચ સતતં ગુરુણા ફલેન। તચ્છોષ્યતે દિનકૃતેત્યતિચિન્તયેવ શોકાનતં કલમશાલિવનં વિપાણ્ડુ ॥ એ રસિકસજીવની માં છે નહિ.
૨ જુઓ દમ્પત્યોર્નિશિ પ્રતીકવાળા મુક્તક (૨૩) ના વ્યાખ્યાનમાં આપેલી પાઠભેદની ચર્ચા. ૩ જુઓ પૃષ્ઠ ૩૯ માં આપેલું પંટકુળનું વંશવૃક્ષ ૪ અદ્દંગી કે અદ્દંકિ નગરી ગોદાવરી પરગણામાં સપ્ત ગોદાવરીની વાસિષ્ઠી ધારાના તીરે આવેલી છે. તેનાથી ઉપલાણમ દક્ષારામપુરી કિંવા દ્રાક્ષારામપુરી છે, જ્યાં ભીમેશ્વર નામે પ્રસિદ્ધ જ્યોતિર્લિંગ છે

પેદ્દકોટમીંદ્ર અને નાગેંદ્ર. રાજકુમાર પેદ્દકોટમીંદ્ર માચ પછી ગાદીએ આવ્યો એનો જ્યેષ્ઠ પુત્ર તે शृङ्गारदीपिकाનો કર્તા વેમ ભૂપાલ. એ પરાક્રમી અને વિદ્યાવિલાસી રાજા હતો વીરનારાયણ અને જગનોબ્બગંડ બિરુદો એના પ્રતાપની સાક્ષી પૂરે છે. એના પ્રીતિપાત્ર કવિ વામનભટ્ટબાણે સંસ્કૃતમાં वेमभूपालचरित[1] રચ્યું છે. તેમાં એની વિજયયાત્રાનું અદ્ભુત વર્ણન છે. એ અત્યુક્તિના પુષ્પપુંજમાં એક તથ્યોક્તિનો કણ જડે છે, તે એની રસિકતાની પિછાન આપે છે[2]. કહે છે કે વેમ ભૂપાલને નિત્ય રસમય કાવ્યો સાંભળવાનો શોખ હતો શાસનપત્રો ઉપરથી પણ જોવામાં આવે છે કે પટકુળના રાજાઓ રસિક અને પંડિતોના પૂજનારા હતા પ્રશસ્તિકાર ત્રિલોચનાર્યને [3]અન્નવેમ વસંતરાય જગનોબ્બગંડનો આશ્રય હતો. કુમારગિરિરાજે मालविकाग्निमित्र विक्रमोर्वशीय, અને अभिज्ञानशाकुन्तलની ટીકા લખનાર અમાત્ય કાટયવેમને રાજમહેંદ્રનગરીનો રાજા બનાવ્યો હતો તેવી જ રીતે ગદ્યપદ્ય કાવ્યોનો કર્તા વામનભટ્ટબાણ વેમની રાજસભામાં માન પામ્યો હતો એક વખત કાવ્યચર્ચા ચાલતી હતી તે દરમિયાન સભામાં કોઇએ અમરુના મુક્તકો કહ્યા તે સાંભળી વેમ ભૂપાલ બહુ પ્રસન્ન થયો. એના મનમાં અમરુની शृङ्गारात्मिका शतश्लोकी ઉપર સુંદર ટીકા લખ-

---

૧ એને **वीरनारायणचरित** પણ કહે છે. તે ગદ્યકાવ્ય ઉપરાંત પણ વામનભટ્ટબાણે **पार्वतीपरिणय** નાટક, **शृङ्गारभूषण** ભાણ વગેરે બીજાં પુસ્તકો લખેલાં જાણવામાં છે. ૨ જુઓ **वेमभूपालचरित**ની છેવટમાં **सरसकविकाव्यश्रवणभूषणेन कर्णौ प्रतिदिनमलङ्कुर्वन् ......जयति...वेमभूपालः ।** એ વાક્ય. ૩ અન્નવેમ અને કુમારગિરિરાજ કોંડવીડુ ગામે થાય. તેમની રાજધાની હાલના Kistna Narasaravupeta તાલુકાના કોંડવીડુ નામે ડુંગરી કિલ્લામાં હતી જુઓ **प्राचीनलेखमाळा**, લેખ ૧૪૩.

વાનો સંકલ્પ થયો. તે લખતા પહેલાં રસિકસંજીવની તેણે જોઈ[1]. તેમાં નીરસ મુક્તક અને યુગ્મકને સ્થાન મળેલુ હોવાથી વેમ ભૂપાલના મનમા કઈક ગ્લાનિ થઈ. તે ઉપરથી તેણે મૂળ શ્લોકનો વધારે સારો સંગ્રહ કરી પદરમા શતકના પહેલા ચરણમાં શૃઙ્ગારદીપિકા ટીકા રચી.

૨૭ અર્જુનવર્મા અને વેમ બંને મુગટધારી વિદ્વાનો છે. રાજાઓ એક સામાન્ય મનુષ્યની કૃતિના ટીકાકાર બને અને તેના ગુણ ગાય, એ પણ દેવી સરસ્વતીની સૃષ્ટિની બલિહારી જ.

૨૮ રસના સ્પષ્ટિકરણમાં રસિકસંજીવની અલકારશાસ્ત્રની પદ્ધતિ પકડે છે. ત્યારે શૃઙ્ગારદીપિકા નાટ્યશાસ્ત્રને સામાન્ય રીતે અનુસરે છે. અર્જુનવર્મા શ્લોકના ગુણદોષ તપાસે છે, વેમ ભૂપાલ અર્થનૂ સાદૂ વ્યાખ્યાન આપી સંતોષ માને છે. ઉત્તરનો ટીકાકાર શ્લોકના સંગ્રહમાં અને પાઠની પસદગીમાં પ્રમાદ કરે છે, પરતુ દક્ષિણનો કઈક સાવધાનતા દર્શાવે છે. વેમે સ્વીકારેલી વાચનામાં ટૂંકડાં વૃત્ત કે યુગ્મક નજરે પડતા નથી એક ટીકામા ધ્વનિ તથા અલકારનૂ અને બીજીમા વૃત્તિ તથા નાયકનાયિકાનૂ નિરૂપણ ઠીક છે. બનેના વ્યાખ્યાન મનનીય અને માનનીય છે.

૨૯ જેને સ્વતન્ત્ર રચાયલી સારી જૂની ટીકા કહીયે, તે તો રસિકસંજીવની અને શૃઙ્ગારદીપિકા એ બે જ છે. એમાંની પહેલીથી પોષણ પામી કોકસંભવ[2] ને સૂર્યદાસની ટીકાઓ રચાઈ જણાય છે. શેષરામ-

[1] જુઓ अलसवलितैः० પ્રતીકવાળા મુક્તક ઉપરની शृङ्गार-दीपिका એમાં नायिका स्वीया न भवति किंतु परकीया किं च मुग्धेति सम्प्रदाया। એમ જે લખ્યું છે, તે रसिकसंजी-वनीनां इयं स्वकीया न भवति।..सा च मुग्धा नायिका। એ વાક્યોનૂ માત્ર રૂપાંતર જ છે. [2] કોકસંભવે અર્જુનવર્માની વાચના સ્વીકારી છે, અને તેમાં સૌરાષ્ટ્ર તથા સૈન્ધવનો પ્રસંગવશાત્ નિર્દેશ છે, તેથી ટીકાકાર ઉત્તર હિંદુસ્તાનનો સંભવે છે

કૃષ્ણે[1] ને રામાનન્દનાથે બીજાં દોહન કર્યું છે [2]રુદ્રમદેવકુમારની વિવૃતિ અતિ સંક્ષિપ્ત છે આ ટીકાઓમાં મુક્તકોનૂ શૃગારપરત્વે જ વ્યાખ્યાન આપેલૂ છે એથી ભટ્ટ રવિચંદ્ર અને રામરુદ્ર શાંતપરત્વે પણ અર્થ કરે છે પ્રસિદ્ધ અર્વાચીન આલકારિક અચ્યુતરાય મોડક પણ [3]शारदागममां ઉભય રસપરત્વે વ્યાખ્યાન આપ્યૂ છે પરતુ સુવર્ણકાર અમરુ તે सक्षेपशंकरजयનો રાજા અમરક નથી, એટલે अमरुशतक તે गुरुशतक પણ નથી અર્થાત્ શાંતપરત્વે વ્યાખ્યાન અવિવક્ષિત ને અગ્રાહ્ય છે[4]

૩૦ અનુવાદ કરવામાં ઉપર કહેલી બને ટીકાનો છૂટથી ઉપયોગ કર્યો છે મૂળના સમુદ્ધારને માટે એ બે ટીકા ઉપરાંત ध्वन्यालोक, दशरूप,कुवलयानन्द વગેરે અનકારગ્રંથોનો અને सूक्तिमुक्तावलि, सुभाषितावलि વગેરે સગ્રહગ્રંથોનો આધાર લીધો છે અનુવાદની પદ્ધતિ પડિતની નહિ, પણ પ્રતિનિર્માતાની રાખી છે પડિતાઉના અનુવાદ પરભાષાના સાહિત્યના દુભાષિયા છે એ કઈ સ્વભાષાના સાહિત્યના કુટુબી નથી મૂળની [5]નિર્માણશક્તિની સરસાઈ કરની

૧ જુઓ સદ્ગત પડિત દુર્ગાપ્રસાદના **अमरुशतक**ની પ્રસ્તાવના ૨ રામાનદનાથ, શેષરામકૃષ્ણ અને રુદ્રમદેવ કુમાર તેમનાં નામ ઉપરથી છેક દક્ષિણ તરફના હોવાનો સંભવ છે રામાનદનાથ **भूपाल** સંજ્ઞાથી ટીકામાં વેમનૂ નામ લે છે ૩ એનો નિર્દેશ **साहित्यसार ।१।१। ६१।।** ના વિવેચનમાં છે ૪ ઇ સ ૧૮૮૮ ના મધ્યમા ગણેશ શાસ્ત્રી લેલે ત્ર્યબકકરે **अमरुशतक**નૂ મરાઠી પદ્યાત્મક ભાષાતર બહાર પાડ્યૂ હતૂ, તેમાં શૃગારપરત્વે જ અર્થ લીધો છે અનુવાદ એના એ શ્લોકમાં નથી કરવામાં આવ્યો શાસ્ત્રીજીએ કલકત્તામાં છપાયલા **काव्यसंग्रह**ની વાચના સ્વીકારી છે, તેની સાથે હાથપ્રતોમાં મળી આવેલા છવ્વીસ વૃત્ત પણ સંગ્રહ્યા છે. ૫ Creative faculty

[૬]પ્રતિનિર્માણશક્તિથી જે અનુવાદ રચવામાં આવે છે, તે જ સ્વ-ભાષાના સાહિત્યનું અંગ બને છે. ઊચામાં ઊચી [૭]અનુકરણશક્તિ કરતાં આ શક્તિ ચડિયાતી છે; કેમકે તે પ્રતિનિર્માણની શક્તિ છે.

सारस्वतस्मृतिशुचौ कविपुंगवानां
चित्ते स्फुटस्फटिकदर्पणदर्पचौरे ।
वाग्देवता स्वयमियं प्रतिबिम्बितेव
शुद्धा मतिः प्रभवति स्म कवित्वतत्त्वे ॥

वस्तुपालस्य ॥

૬ Re-creative genius. ૭ Imitation. ૮ Re-creation.

ત્રિલિંગ દેશનૂં પંટ કુળ.




શક સાલની નોંધ બાબત જુઓ પરાક્રમની પ્રસાદી ( આ ૬ ), ઉપોદ્ઘાત, પૃ ૫૮.

# અનુક્રમણિકા.

# अमरुशतकनूं सूचिपत्र.

| | | | | | |
|---|---|---|---|---|---|
| करकिसलयं | १९ | ९० | ९० | ८९ | |
| काञ्च्या गाढ | ३० | २१ | २२ | २० | |
| कान्ते सागसि | ४१ | ४६ | ४६ | ४१ | |
| किं बाले मुग्धे | ९६ | १४३ | | | सुभा. |
| कुतो दूरा | ६१ | १४ | १४ | ५६ | |
| कोपात्कोमल | ४७ | ९ | ९ | १० | |
| क्वचित्ताम्बूलाक्तः | २२ | १०७ | | ६५ | |
| क्षिप्तो हस्ताग्र | २ | २ | २ | २ | |
| गच्छेत्युन्नतया | १० | १४४ | | | सुभा. |
| गन्तव्यं यदि | ८५ | १६३ | | | औ.वि.च. |
| गाढालिङ्गन | १५ | ४० | ४० | ३५ | |
| चक्षुःप्रीत्या | १०१ | १०० | १०० | ८८ | |
| चटुलनयने | ९५ | १४५ | | | सुभा. |
| चपलहृदये | ७३ | ५६ | ५६ | ४८ | |
| चरणपतनप्रत्या | ६७ | २० | २० | १९ | |
| चलतु तरला | ५९ | १४६ | | | सुभा.,सू.मु. |
| चिन्तामोह | ३७ | ८७ | ८७ | ६४ | |
| चिरविरहिणो | २७ | ४४ | ४४ | ३९ | |
| जाता नोत्कलिका | २९ | ८४ | ८४ | | |
| ज्याकृष्टि | १ | १ | १ | १ | |
| तद्वक्त्राभिमुखं | ६३ | ११ | ११ | १२ | |
| तस्याः सान्द्र | ४२ | २६ | २६ | २४ | |
| तैस्तैश्चाटु | २१ | १४७ | | | सुभा.,सू.मु. |
| त्वंमुग्धाक्षि | ११ | २७ | २७ | २५ | |
| दंपत्योर्निशि | २३ | १६ | १६ | १५ | |
| दत्तोऽस्याः | ७८ | ६ | ६ | ७ | |
| दीर्घा वन्दन | २५ | ४५ | ४५ | ४४ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| यदि विनिहिता | ६६ | १४९ | | | सुभा. |
| यद् गम्यं गुरु | ६० | १५९ | | | सू.मु. |
| याताः किं न | ८३ | १० | १० | ११ | |
| याते गोत्र | ४८ | १५१ | | | सुभा. |
| यास्यामीति | ८८ | ७९ | ७९ | | |
| रोदन्तौ प्रथमं | ८१ | ८११ | | ८७ | |
| लग्नां नांशुक | २४ | ६२ | ६२ | ५३ | |
| लाक्षालक्ष्म | ५६ | ६० | ६० | ७१ | |
| लिखन्नास्ते | ५१ | ७ | ७ | ९ | |
| लीलातामरसा | ४३ | ७२ | ७२ | ८० | |
| लोलभ्रूलतया | ४० | ८३ | ८३ | ६९ | |
| लोलैर्लोचन | ८४ | ६१ | ६३ | ५२ | |
| शून्यं वासगृहं | ११ | ८२ | ८२ | ७४ | |
| श्रुत्वा नामापि | ६५ | ५९ | ५९ | ५८ | |
| श्लिष्टः कण्ठे | ५ | ५८ | ५८ | ५१ | |
| संदष्टेऽधर | ३२ | ३६ | ३६ | ५ | शा. प. |
| सख्यस्तानि | २८ | ११५ | | | सुभा. |
| सन्त्येवात्र | ७६ | ९१ | ९१ | ५९ | |
| सा बाला | ९९ | ३४ | | ३४ | |
| सुरतविरतौ | १८ | १५४ | | | सुभा. सू.मु. शा.प. |
| सुप्तोऽयं सखि | १२ | ३७ | २७ | ३२ | |
| सैवाहं प्रमदा | १७ | ८९ | ८९ | | |
| स्वं दृष्ट्वा कर | ४९ | ५५ | ५५ | ४७ | |

# પૂરવણી ૧ નું સૂચિપત્ર.

| શ્લોક. | અમરુશતકમાં અંક | અર્જુનવર્માની ટીકામાં અંક | ક્યાં મળે છે? | વિશેષ નોંધ. |
|---|---|---|---|---|
| आलोकयति | १०३ | १४१ | सुभा. | અર્થચિત્ર; ગાથા છંદ. અપક્વ દશાની કૃતિ. |
| कान्तानुग | १०४ | १६२ | शा.प. | રસની જમાવટ સાથે નવાં નવાં વૃત્તની અજમાયશ. મધ્ય અવસ્થાની કૃતિ. |
| कान्ते कथंचिद् | १०५ | १५८ | सू.मु. | |
| दिदिदि सुतनु | १०६ | ३९ | र.३९,शा.३४ | |
| तन्वङ्ग्या गुरु | १०७ | ९६ | र.९६ | અર્થચિત્ર. અપક્વ દશાની કૃતિ. |
| न जाने | १०८ | ५४ | र.५४ | રસ છે, પણ પ્રબંધના જેવી પુષ્ટતા નથી. છંદ પણ અનુષ્ટુભ છે. અલંકારનો મોહ જણાય છે. અપક્વ દશાની કૃતિ હશે. |
| नमसि सख्ये | १०९ | १०३ | शा.४९ | રસની જમાવટ સાથે નવાં નવાં વૃત્તની અજમાયશ. મધ્ય અવસ્થાની કૃતિ. |
| नागतः प्रवेश | ११० | ११४ | शा.९९ | |

| | | | | |
|---|---|---|---|---|
| यद्राज्ञौ | ૧૧૧ | ૧૫૦ | सुमा. | પ્રસાદની ખામી, રચના કઇક ક્લિષ્ટને અરુચિકર અપક્વ દશાની કૃતિ હશે |
| ललितमुरसा | ૧૧૨ | ૧૬૧ | सु मु ,शा प | અર્થચિત્ર, ગાથા૭૬ અપક્વ દશાની કૃતિ |
| सति प्रदीपे | ૧૧૩ | ૧૫૩ | सुमा | રસ છે, પણ પ્રબંધના જેવી પુષ્ટતા નથી ૭૬ પણ અનુષ્ટુભ જ છે અનકારનો મોહ જણાય છે અપક્વ દશાની કૃતિ |
| ना यौवन | ૧૧૪ | ૧૫૨ | सुमा | અર્થચિત્ર અપક્વ દશાની કૃતિ |
| नालक्तकेन | ૧૧૫ | ૧૧૬ | शृ ०१ | વૃત્ત વસંતતિલકા છે મધ્ય દશાની કૃતિ હશે. |

દીવાનબહાદુર લાલ હર્ષદરાય ધ્રુવે પ્રસિદ્ધ કરેલાં પુસ્તક

| | | મૂલ્ય |
|---|---|---|
| **નાટક** | | |
| મેઘની મુદ્રિકા | આ. ૬ | ૧—૮—૦ |
| પરાક્રમની પ્રસાદી | „ ૬ | ૧—૦—૦ |
| વિન્ધ્ય વનની કન્યકા | „ ૩ | ૦—૧૫—૦ |
| સ્વપ્નની સુંદરી | „ ૨ | ૦—૧૫—૦ |
| પ્રધાનની પ્રતિજ્ઞા | „ ૨ | ૦—૧૨—૦ |
| મધ્યમ | „ ૨ | ૦—૮—૦ |
| પ્રતિમા | „ ૧ | ૧—૪—૦ |
| **કાવ્ય** | | |
| અમરુશતક | „ ૫ | ૧—૮—૦ |
| ગીતગોવિંદ | „ ૫ | ૨—૦—૦ |
| લઘુ ગીતગોવિંદ | „ ૧ | ૧-૧૨—૦ |
| **પ્રકીર્ણ** | | |
| ભાલણ કૃત કાદમ્બરી પૂર્વ ભાગ | „ ૧ | ૪—૦—૦ |
| પદ્યપાઠ | „ ૧ | ૦—૬—૦ |
| પ્રાચીન ગુર્જર કાવ્ય. પદરમું સૈકું | „ ૧ | ૧—૦—૦ |
| રત્નદાસ કૃત હરિશ્ચંદ્રાખ્યાન | „ ૧ | ૦—૮—૦ |
| મુદ્રારાક્ષસમ્ | „ ૩ | છપાય છે. |

એજંટ

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

ત્રણ દરવાજા, અમદાવાદ

# अमरुशतक.

મંગળાચરણ

ज्याकृष्टिबद्धखटकामुखपाणिपृष्ठ-
प्रेङ्खन्नखांशुचयसंवलितोऽम्बिकाया ।
त्वां पातु मञ्जरितपल्लवकर्णपूर-
लोभभ्रमद्भ्रमरविभ्रमभृत् कटाक्षः ॥ १ ॥

દૃષ્ટિ-દ્વિરેફ કરપલ્લવ કર્ણપૂરે
રૂડી નખાંશુમય મંજરીમાં રમી રહે
એવી વિધે પણછ પૂરણ ખેંચતા જે,
રક્ષો સદૈવ સઉને જગદંબિકા તે ! ૧

દ્વિરેફ-ભમરો કરપલ્લવ-કૂંપળ જેવો હાથ કર્ણપૂર-કર્ણફૂલ
અાંશુ-નખનાં કિરણ મંજરી-ફૂલના તંતુ, રેસા

કૂંપળ જેવો હાથ માને અડી કર્ણફૂલરૂપ બને છે, તેના વિશે આંગળીઓના નખના કિરણ રેસારૂપ દીસે છે, તેમાં રમતી તિરછી ત્યગ દૃષ્ટિ ભમતા ભમરારૂપ ભાસે છે, એવી રીતે શરારોપણનો ઘાત બજાવતાં જે પ્રસ્તુત જેએ છે, તે નાકુશળ દેવી જગદંબા સહુનું રક્ષણ કરો !

भरतनाट्यशास्त्र જેને खटकामुख[1] નામે અસંયુત हस्त લખે છે, તેનો અહીં નિર્દેશ છે. તેને અંગે શ્યામ શ્વેત ને શબલ એ રીતે જે ત્રણ પ્રકારની દૃષ્ટિ કહેવાય છે, તેમાંની શ્યામ દૃષ્ટિનું નિરૂપણ છે.

આ શ્લોકમા કવિની જગદમ્બા પ્રત્યેની રતિ અંગી છે પૂર્વાર્ધમાં રૂપક અલંકાર છે. શક્તિરૂપે ઇષ્ટ દેવતાનું આરાધન સાભિપ્રાય છે. પ્રતિપાદ્ય શૃંગાર રસનો પ્રધાન આલમ્બન વિભાવ જે નાયિકા, તેનું એથી સૂચન થાય છે. વસંતતિલકા ૭૬

क्षिप्तो हस्तावलग्नः प्रसभमभिहतोऽप्याददानोंऽशुकान्तं
गृह्णन् केशेष्वपास्तश्चरणनिपतितो नेक्षितः संभ्रमेण ।
आलिङ्गन् योऽवधूतस्त्रिपुरयुवतिभिः साश्रुनेत्रोत्पलाभिः
कामीवार्द्रापराधः स दहतु दुरितं शाम्भवो वः शराग्निः॥२॥

તછોડયો હાથ સ્હાતાં ત્રિપુરતરુણીએ અશ્રુ સંપૂર્ણ નેને,
તાડયો પદ્મે અડતાં ફડક, પકડતાં કેશ વાર્યો કરે, ને
ક્ષોભે ભાળ્યો ન જો'તાં ચરણ, વળગતાં વર્જિયો તર્જી જેને
વાંકે વ્યાકુળ વ્હાલા વત; હરશરનો અગ્નિ દુઃખો દહો તે ! ૨

ચરણ જો'તાં—(૧) પગ પકડતાં, (૨) પગે પડતાં વર્જિયો—ટાળ્યો. તર્જી—તુચ્છકારી

---

૧ खटकामुख માટે જૂઓ भ ना शा. । ९ । ५२-६१ । અને सं र. । ७ । १३०-१३९ । જૂઓ વળી सु दी. માં આપેલો નીચેનો શ્લોક – तर्जनीमध्यमामध्ये पुष्करोऽङ्गुष्ठेन पीड्यते । यस्मिन्ननामिकायोगे स हस्तः खटकामुखः ॥

પૂરુવે કવિનો ભારે વાંક પડતો ને પત્ની રીસમાં કવિને તજી જવાનું કરતી, તે વખતે કવિ તેનો હાથ ઝ્હાલતા ને તે તરછોડી છોડાવી દેતી; સાડીની ફડક પકડતા ને તે કમળના પ્રહારથી મૂકાવતી; વ્હાલથી ચુંબન માટે કેશ ગ્રહવા જતા ને તે હાથથી વારતી; પગે પડતા ને તે ચિત્તના ક્ષોભને લીધે સહેતી નહિ; મૌનથી પગે પડવું સ્વીકાર્યું સમજી ભેટવા જતા ને તે તિરસ્કાર સાથે દૂર ખસી જઈ ચૂકાવતીઃ–તેની રીતે ત્રિપુરદાહ વખતે મહાદેવજીના બાણથી પ્રગટેલો અગ્નિ આંસુથી ઊભરાતાં નેત્રે ત્રિપુરની તરુણીએ હાથ ઝ્હાલવા જતાં તરછોડી કાઢ્યો, સાડીની ફડક ઝાલતાં હાથમાંના કમળના પ્રહારથી ખંખેરી કાઢ્યો, કેશ પકડવા જતાં હાથથી વાર્યો, પગ પકડવા જતાં ક્ષોભથી ન લહ્યો, અને અંગે વળગવા જતાં તિરસ્કાર સાથે દૂર ખસી જઈ ચૂકાવ્યો. આવો જે શંકરના બાણનો અગ્નિ, તે તમારાં દુઃખો બાળીને ભસ્મ કરો[1]।

અહીં કવિની શંકર પ્રત્યેની રતિ અંગી છે, અને ત્રિપુરદાહથી પ્રકાશતો ત્રિપુરારિનો ઉત્સાહ તેનું અંગ છે. તે ઉત્સાહને અશ્રુપાત નામે સાત્ત્વિક ભાવથી અને આવેગ નામે સંચારી ભાવથી પ્રસરતો કરુણ રસ ખીલાવે છે. પ્રિયતમના મરણરૂપ આત્યંતિક વિયોગને લીધે જામતો કરુણ રસ અર્થશ્લેષે પોષાતી ઉપમાએ કરીને ઊપજેલા ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારથી સંકીર્ણ છે. એ રીતે કરુણ અને શૃંગાર પરસ્પર વિરુદ્ધ છતાં અંગી અને અંગરૂપે આવીને ખૂબીમાં વધારો કરે છે. તેટલા માટે વિરોધી રસ અંગાંગિભાવથી જોડાઈ પરસ્પર ભૂષણરૂપ બને છે તેનાં દૃષ્ટાંત તરીકે साहित्यदर्पणમાં આ શ્લોક ઉતાર્યો છે. આ સ્થળે રસ ભાવને શોભાવે છે, તેથી कुवलयानन्द પ્રમાણે રસવાન્ અલંકાર બને છે. ઉપમા અને પર્યાય તેના ભેળા છે.

૧ જૂઓ વામનાચાર્યપ્રકાશિત काव्यप्रकाश, પૃ. ૫૬૪.

અહીં સભોગ શૃંગાર રસ જમાવ્યો છે. સ્વેદ નામે સાત્ત્વિક ભાવથી પોષાયલો શ્રમ નામે સચારી ભાવ તેને દીપાવે છે સ્વભાવોક્તિ અલંકાર છે, તેનૂ વ્યતિરેક અલકારનો ધ્વનિ પોષણ કરે છે. નાયિકા પ્રગલ્ભા છે

શાસ્ત્ર, સપ્રદાય અને કુલાચાર પ્રમાણે જગદંબા સહિત શંકર ભગવાનની સ્તુતિ કરી કવિએ આ વિલાસસુખની આર્શીસાયુક્ત મગળાચરણ આપ્યૂ છે, તે કામ પુરુષાર્થની સિદ્ધિ માટે છે. નાયિકાનો ગૂઢ નિર્દેશ કરી,-વિપ્રલભ શૃગાર પર્ગાંતરે પ્રદર્શી, સભોગ શૃગાર વર્ણવવો બાકી રહ્યો હતો તે જમાવી કવિએ શતકનૂ સર્વસ્વ સક્ષેપમાં નિવેદન કર્યૂ છે. શાર્દૂલવિક્રીડિત ૭૯

---

સભોગ શૃગાર

पटालग्ने पत्यौ नमयति मुखं जातविनया
हठाश्लेपं वाञ्छत्यपहरति गात्राणि निभृतम् ।
अशक्ता चाख्यातुं स्मितमुखसखीदत्तनयना
ह्रिया ताम्यत्यन्त प्रथमपरिहासे नववधूः ॥ ४ ॥

પિયુજી પસેતા પટ વદન નામે વિનયથી;
સરી સકોરી લે સ્તવન ભરતાં અક બળથી;
ન બોલી એ જાણી પ્રથમ પરિહાસે મલકતી–
સખી સામૂં જોયે હિજરઈ કિશોરી શરમૌલી. ૪

નામે–નમાવે અંક ભરતાં–ભેટવા જતા પરિહાસ–સ્વામિનૂ વિનોદવાક્ય, તેના ઉદાહરણ માટે જુઓ ભાણકૃત કાદમ્બરી, પૂર્વ

પ્રથમ શ્લોકમાં આલંબન વિભાવ સૂચવી આ શ્લોકમાં ઈર્ષ્યા-માનાત્મક વિપ્રલંભ શૃંગારની ઘટનાથી પ્રતિપાદ્ય શૃંગાર રસની વિપ્રલંભ કોટિનું દિગ્દર્શન કવિએ કરાવ્યું છે. વળી શૃંગાર અને કરુણની એકત્ર જમાવટથી તથા તે બે રસ વડે ઉત્સાહના પોષણથી કવિએ સંકીર્ણ રસવાળા પ્રબંધ રચવાની પોતાની કુશળતા પ્રકાશી છે. મહારાજા અર્જુનવર્મદેવ रसिकसंजीवनीમાં લખે છે, કે સંકીર્ણ રસવાળા પ્રબંધ રચવામાં કવિની કસોટી છે. એક એક શ્લોકમાં આવી અસાધારણ રસસામગ્રી હોવાથી જ ભરત-નાટ્યશાસ્ત્રના ટીકાકાર કહે છે, કે અમરુ કવિનો એક એક શ્લોક સો સો પ્રબંધો બરાબર છે. સ્રગ્ધરા છંદ.

અહીં સભોગ શૃંગાર રસ જમાવ્યો છે સ્વેદ નામે સાત્વિક ભાવથી પોષાયેલો શ્રમ નામે સચારી ભાવ તેને દીપાવે છે સ્વભાવોક્તિ અલકાર છે, તેનૂ વ્યતિરેક અલકારનો ધ્વનિ પોષણ કરે છે. નાયિકા પ્રગલ્ભા છે

શાસ્ત્ર, સપ્રદાય અને કુલાચાર પ્રમાણે જગદમ્બા સહિત શંકર ભગવાનની સ્તુતિ કરી કવિએ આ વિલાસસુખની આશસાયુક્ત મંગળાચરણ આપ્યૂ છે, તે **काम** પુરુષાર્થની સિદ્ધિ માટે છે. નાયિકાનો ગૂઢ નિર્દેશ કરી, વિપ્રલભ શૃગાર પટાતરે પ્રદર્શી, સભોગ શૃંગાર વર્ણવવો બાકી રહ્યો હતો તે જમાવી કવિએ શતકનૂ સર્વસ્વ સક્ષેપમાં નિવેદન કર્યૂ છે. શાર્દૂલવિક્રીડિત ૭૬

---

સંભોગ શૃગાર

पटालग्ने पत्यौ नमयति मुखं जातविनया
हठाश्लेषं वाञ्छत्यपहरति गात्राणि निभृतम् ।
अशक्ता चाख्यातुं स्मितमुखसखीदत्तनयना
ह्रिया ताम्यत्यन्तः प्रथमपरिहासे नववधूः ॥ ४ ॥

પિયુજી પર્સતા પટ વદન નામે વિનયથી;
સરી સકોરી લે સ્તવન ભરતા અક બળથી,
ન બોલી એ જાણી પ્રથમ પરિહાસે મલકતી–
સખી સામૂ જોયે હિજરઈ કિશોરી શરમીલી. ૪

નામે–નમાવે અંક ભરતાં–ભેટવા જતા પરિહાસ–સ્વામિનૂ વિનોદવાક્ય, તેના ઉદાહરણ માટે જુઓ ભાનણકૃત કાદબરી, પૂર્વ

પ્રથમ શ્લોકમાં આલંબન વિભાવ સૂચવી આ શ્લોકમાં ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારની ઘટનાથી પ્રતિપાદ્ય શૃંગાર રસની વિપ્રલંભ કોટિનું દિગ્દર્શન કવિએ કરાવ્યું છે. વળી શૃંગાર અને કરુણની એકત્ર જમાવટથી તથા તે બે રસ વડે ઉત્સાહના પોષણથી કવિએ સંકીર્ણ રસવાળા પ્રબંધ રચવાની પોતાની કુશળતા પ્રકાશી છે. મહારાજા અર્જુનવર્મદેવ रसिकसंजीवनीમાં લખે છે, કે સંકીર્ણ રસવાળા પ્રબંધ રચવામાં કવિની કસોટી છે. એક એક શ્લોકમાં આવી અસાધારણ રસસામગ્રી હોવાથી જ भरतनाट्यशास्त्रના ટીકાકાર કહે છે, કે અમરુ કવિનો એક એક શ્લોક સો સો પ્રબંધો બરાબર છે. સ્રગ્ધરા છંદ.

आलोलामलकावलीमकुसुमां[1] बिभ्रच्चलत्कुण्डलं
किंचिन्मृष्टविशेषकं तनुतरैः स्वेदाम्भसः सीकरैः ।
तन्व्या यत्सुरतान्ततान्तनयनं वक्त्रं रतिव्यत्यये
तत् त्वां पातु चिराय किं हरिहरब्रह्मादिभिर्दैवतैः ॥ ३ ॥

છૂટા કેશ શિરે ઝુલી લટ ગરે, કાને ઝુમે કુંડળો,
ભાલે સ્વેદતણા ઝીણા જળકણો લૂછાય છે પીયળો,
ને ઢીલાં ઢળી જાય બે નયનિયાં; એવું રતિવ્યત્યયે
તન્વીનું મુખડું જ સૌખ્ય બહવો ! શું અન્ય[2] દેવે વળી ? ૩

સ્વેદ—પરસેવો. રતિવ્યત્યય—ઊલટી ક્રીડા. તન્વી—કૃશ, ચોળાયેલા અંગવાળી. સૌખ્ય–સુખ.

---

૧ अकुसुमाम् પાઠ शार्ङ्गधरपद्धतिમાંથી લીધો છે; અસલમાં विलुलिताम् છે. ૨ 'શું અન્ય' પદમાંથી અક્ષરચ્યુતક બિંદુચ્યુતકની રીતિથી 'શૂન્ય' એવો ઉત્તર નીકળે છે.

અહીં સંભોગ શૃંગાર રસ જમાવ્યો છે. સ્વેદ નામે સાત્વિક ભાવથી પોષાયલો શ્રમ નામે સંચારી ભાવ તેને દીપાવે છે. સ્વભાવોક્તિ અલંકાર છે, તેનું વ્યતિરેક અલંકારનો ધ્વનિ પોષણ કરે છે. નાયિકા પ્રગલ્ભા છે.

શાસ્ત્ર, સંપ્રદાય અને કુલાચાર પ્રમાણે જગદંબા સહિત શંકર ભગવાનની સ્તુતિ કરી કવિએ આ વિલાસસુખની આશંસાયુક્ત મંગળાચરણ આપ્યું છે, તે કામ પુરુષાર્થની સિદ્ધિ માટે છે. નાયિકાનો ગૂઢ નિર્દેશ કરી, વિપ્રલંભ શૃંગાર પટાંતરે પ્રદર્શી, સંભોગ શૃંગાર વર્ણવવો બાકી રહ્યો હતો તે જમાવી કવિએ શતકનું સર્વસ્વ સંક્ષેપમાં નિવેદન કર્યું છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

---

સંભોગ શૃંગાર.

पटालग्ने पत्यौ नमयति मुखं जातविनया
हठाश्लेषं वाञ्छत्यपहरति गात्राणि निभृतम् ।
अशक्ता चाख्यातुं स्मितमुखसखीदत्तनयना
ह्रिया ताम्यत्यन्तः प्रथमपरिहासे नववधूः ॥ ४ ॥

પિયુજી પસેતાં પટ વદન નામે વિનયથી;
સરી સંકોરી લે સ્તવન ભરતાં અંક બળથી;
ન બોલી એ જાણી પ્રથમ પરિહાસે મલકતી—
સખી સામું જોયે હિજરઈ કિશોરી શરમૌલી. ૪

નામે—નમાવે. અંક ભરતાં—ભેટવા જતાં. પરિહાસ—સ્વામિનૂં વિનોદવાક્ય; તેના ઉદાહરણ માટે જુઓ ભાલણકૃત કાદંબરી, પૂર્વ

ભાગ, કડવું ૭, કડી ૭૨:–ભોળવી નિ ભૂપ કહિ, જૂઓ, હસ્ત માંહિ સમાય ! શકે તું અતિ ઉચ્ચ, માટિ ઉરજ અધિકુ થાઇ. કિશોરી–બાળા.

અહીં વસ્ત્રાલંબન, આલિંગન અને પરિહાસથી પ્રસરેલા અધોદષ્ટિ, શરીરસંકોચ અને દીનતારૂપ અનુભાવથી વ્રીડા નામે સંચારી ભાવ પ્રતીત થાય છે; તે સંભોગ શૃંગારનું પોષણ કરે છે. ઉત્તરાર્ધમાં વિહૃત નામે નાટ્યાલંકાર છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે. નવોઢા નાયિકા છે. શિખરિણી છંદ.

श्लिष्टः कण्ठे किमिति न मया मूढया प्राणनाथ-
श्चुम्बत्यस्मिन् वदनविनतिः किं कृता किं न दृष्टः ।
नोक्तं कस्मादिति नववधूचेष्टितं चिन्तयन्ती
पश्चात्तापं वहति तरुणी प्रेम्णि जाता रसज्ञा ॥ ५ ॥

सख्यैवं प्रतिबोधिता प्रतिवचस्तामाह भीतानना
नीचैः शंस हृदि स्थितो हि ननु मे प्राणेश्वरः श्रोष्यति॥६॥

મુગ્ધે ! મુગ્ધપણે જ જીવતર કાં ગુમાવવાનું કરે ?
મેલીને ઋજુતા ધરી વળ કંઈ વ્હાલા શું રીસાઈ રહે;
એ રીતે સમજાવતાં જ સખીને વ્હીલી રસીલી કહે:—
ધીરે બોલ ધીરે અરે તું ! સુણશે પ્રાણેશ બેઠા ઉરે. ૬

મુગ્ધપણું—અણઘડપણું. ઋજુતા—સરળપણું. પ્રાણેશ પ્ર.—હૃદયમાં બિરાજતા પ્રાણનાથ. અહીં હૃદયમાંની પિયુની કલ્પનામય છબીમાં શ્રવણધર્મના આરોપપૂર્વક મૂર્તિમાન પ્રાણનાથની ભાવનાથી નાયિકાને મોટ્ટાયિત નામે સ્વભાવજ અલંકાર બની આવે છે.

'અરે ! તું એવું બોલ માં' એમ સખી પ્રત્યે સ્પષ્ટ નિષેધ નથી કર્યો, તે સખીના બોલ કેમ તરછોડી તોડી પડાય એવી નાયિકાના મનની આશંકા બતાવે છે. વળી રીસામણાંની શીખવણીના શબ્દો જ કાને પડતાં નાયિકા જે ભયે વ્હીલી બની જાય છે, તે સ્વતઃ ધીરે બોલવાની આવશ્યકતા સૂચવી પ્રધાનપણે પ્રેમનો ઉદ્રેક પ્રકાશી સંભોગ શૃંગારને બહુ દીપાવે છે. 'વ્હીલી' પદ એ ઉદ્રેક પ્રકાશતું હોવાથી કાવ્યપ્રકાશમાં આને પદપ્રકાશ્ય અલક્ષ્યક્રમવ્યંગ્યનો દૃષ્ટાંત માનેલો છે. વૈવર્ણ્ય આદિ સાત્ત્વિક ભાવથી પોષિત ભય એમાં સંચારી ભાવરૂપે પ્રકાશે છે; 'ધીરે બોલ' પ્ર. દીન વચન તેનો અનુભાવ છે. કાવ્યલિંગ અલંકાર છે. વાણી વેષ અને ચેષ્ટાકૃત શૃંગારાંગ ભય નર્મ છે. નાયિકા મુગ્ધા છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

अहं तेनाहूता किमपि कथयामीति विजने
समीपे चासीना सरलहृदयत्वादवहिता ।

ततः कर्णोपान्ते किमपि वदताघ्राय वदनं
गृहीत्वा धम्मिल्ले सखि मम निपीतोऽधररसः ॥ ७ ॥

'અરે ઓરાં આવો, કંઇ કહું' કહી તેડી મુજને
પિયુડે એકાંતે; હું પણ ગઈ ભોળે દિલ કને;
તહીં કાંઇ કાને ગગણી મુખડું સૂંઘી રસિયે
સહી ! સ્હાઈ કેશે મમ અધર પીધો સહીં બળે. ७

સ્પષ્ટ છે. 'મુખ સૂંઘી' શબ્દમાં મુખની અસાધારણ ખૂશબોનો ધ્વનિ છે. 'બળે' શબ્દથી નાયિકાનો અવરોધ ગમ્યમાન છે. 'હું પણ ગઈ' ઇત્યાદિ નાયિકાની મુગ્ધતા પ્રકાશે છે. વિભ્રમ આદિ અનેક અનુભાવથી પ્રતીત થતૂં નાયકનૂં ઔત્સુક્ય છળ આદિ પ્રયુક્તિથી પોષણ પામી સંભોગ શૃંગારને ખીલાવે છે. અહીં કૈશિકી વૃત્તિનૂં નર્મગર્ભ નામે અંગ છે. નાયિકા મુગ્ધા છે. શિખરિણી છંદ.

दृष्ट्वैकासनसंस्थिते प्रियतमे पश्चादुपेत्यादरा-
देकस्या नयने पिधाय विहितक्रीडानुबन्धच्छलः ।
ईषद्वक्रितकंधरः सपुलकप्रेमोल्लसन्मानसा-
मन्तर्हासलसत्कपोलफलकां धूर्तोऽपरां चुम्बति[1] ॥ ८ ॥

---

१ સરખાવો गा. स्था. । ३ । ७४ । आसणठिआइ घरणीइ गहयाइँ झम्पिऊण अच्छीइं । हसिरो मोत्तुं सङ्कं चुम्बिअ अण्णं सढो सुहओ ॥. સરખાવો વળી प. चू. । ७ । ४५ । स्वहस्तयन्त्रमहिताभिरद्भिः पिधाय कस्याश्चन नेत्रयुग्मम् । विटः परस्या विनिमीलिताक्ष्याश्चुचुम्ब बिम्बाधरमादरेण ॥. જૂઓ વળી ज्ञा. ह. । १०८९ ।

જોઈ એક જ આસને પ્રિયતમા બંને, પૂંઠેથી ધીરે
આવી આવરીં એકનાં રમતમાં નેત્રો કરે આદરે,
રોમો પાંગરતી બીજી રતિરસે, હીસી હસંતી ઉરે
બીજીને જુગતે ઝુકી ઝળકતે ગાલે રસીલો ચૂંમે. ૮

અહીં બે પ્રિયતમા પ્રત્યેની નાયકની પ્રીતિમાં જે ગૂઢ તારતમ્ય છે, તે કવિએ તેની ચેષ્ટાથી જણાવ્યૂં છે. 'રમત' અને 'આદર' પહેલી નાયિકા પ્રત્યે નાયકનૂં દાક્ષિણ્ય દર્શાવે છે; તેમ ચૂંબન બીજી નાયિકા પ્રત્યે તેનો પ્રેમ પ્રકાશે છે. એમાં નેત્ર આવરવાં અને ગાલે ચૂમી કરવી આદિ કાર્યમાં ઝબકતો હર્ષ નામે સંચારી ભાવ છે. રોમાંચ નામે સાત્વિક ભાવ ને આવેગ નામે સંચારી ભાવ તેના સહકારી છે. તે સઉ નાયિકારૂપ આલંબન અને પ્રસંગરૂપ ઉદ્દીપન વિભાવના યોગે પ્રગટેલા રતિ નામે સ્થાયી ભાવથી પ્રકાશતા સંભોગ શૃંગારને ખીલાવે છે. નાયિકા જ્યેષ્ઠા કનિષ્ઠા છે. નાયક દક્ષિણ[1] છે. काव्यालङ्कारसूत्रवृत्तिमां તથા सरस्वतीकण्ठाभरणमां પ્રસ્તુત શ્લોક અર્થ-શ્લેષ નામે ગુણના ઉદાહરણ તરીકે આપ્યો છે. કૈશિકી વૃત્તિનૂં નર્મગર્ભ નામે અંગ છે. યુક્તિપોષિત સ્વભાવોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

पुष्पोद्भेदमवाप्य केलिशयनाद् दूरस्थया चुम्बने
कान्तेन स्फुरिताधरेण निभृतं भ्रूसंज्ञया याचिते ।
आच्छाद्य स्मितपूर्णगण्डफलकं चेलाञ्चलेनाननं
मन्दान्दोलितकुण्डलस्तवकया तन्व्यावधूतं शिरः ॥ ९ ॥

---

1 જુઓ रसिकसंजीवनी. शृङ्गारदीपिका, सरस्वतीकण्ठाभरण અને वाग्भटकाव्यानुशासनमां શઠ આ...

એકાએક ખસી જતાં રસિકડી શય્યાથી છેટે થતાં,
તેને ભ્રૂ નચવી સ્ફુરંત અધરે ચૂમી પિયુ યાચતાં,
સાડીએ મુખ ગાલ માંહીં હસતૂં ઢાંકી ધીરે કાનનાં
ડોલંતાં ફૂલડે ધૂણાવ્યૂં શિર ત્યાં તન્વંગીએ સાનમાં. ૯

છેટે થતાં–ઋતુ પ્રાપ્ત થતાં. ભ્રૂ–ભમર. સ્ફુરંત–તરવરતો, ચુમ્બન કરવાને તલપતો.

ઓષ્ઠના સ્ફુરણથી ચુંબનાર્થે નાયકનો ઔત્સુક્ય નામે સંચારી ભાવ પ્રકાશિત કર્યો છે નાયિકાના પણ લજ્જા હાસ આદિ સંચારીનું સૂચન મધુર રીતે કરવામાં આવ્યૂં છે ચેષ્ટાકૃત શૃંગારી નમ છે. નાયક અનુકૂલ અને નાયિકા પ્રૌઢા સ્વાધીનપતિકા છે. નાયકકૃત ચુમ્બનની યાચના અને તેનો નાયિકાકૃત સસ્મિત પ્રતિષેધ પરસ્પર સ્થાયી રતિનૂં પરિપોષણ કરી શૃંગારની જમાવટ કરે છે. સૂક્ષ્મ અલંકાર છે શાર્દૂલવિક્રીડિત વૃ૯.

गच्छेत्युन्नतया भ्रुवैव गदितं मन्दं वलन्त्या तया
तेनाप्यञ्चितलोचनद्वयपुटेनाज्ञा गृहीता शनैः ।
संकेताय वलद्दृशा विशुनिता ज्ञाता च दिक् प्रेयसा
गूढः संगमनिश्चयो गुरुपुरोऽप्येवं युवभ्यां कृत ॥ १० ॥

'જાઓ' એમ જણાવિયૂં વળી ધીરે ઊંચી ભ્રૂએ સુભ્રૂએ;
ઢાળી નેન ધીમે રહી ગ્રહી તહીં આજ્ઞા પ્રિયાની પ્રિયે;
ને તે લોચનમાં ઝીલંત જુગલે મધ્યે વડિલોની એ
માને સ્થાન કહ્યૂં લહ્યૂં મિલનનૂં; સાધ્યો સંધ્યો નિશ્ચયે. ૧૦

વળી ધીરે–ધીમેથી આડી ફરીને. ભ્રૂ–ભમર સુભ્ર–મનોહર

ભર્વાવાળી સ્ત્રી. મિલન–મેળાપ, સમાગમ. સાધ્યો–જણાવ્યો. સીધ્યો–સિદ્ધ થયો, અમલમાં મૂકાયો.

ભવાંની ચાળવણી, આંખના અણસારા, અને માથું નમાવવારૂપ ચેષ્ટા અહીં ઉભયગત ઔત્સુક્ય પ્રકાશે છે. 'વડિલોની મધ્યે' એ. શબ્દસમૂહથી વિલાસેકિત દ્વારા ઔત્સુક્યના અતિશયનો ધ્વનિ છે. તેથી સંભોગ શૃંગાર દીપી ઊઠે છે. એમાં ચેષ્ટાકૃત સંભોગ નર્મ ચેષ્ટાખ્યાપિત શબ્દ પ્રમાણ અલંકાર છે. નાયિકા મધ્યાસ્વાધીનપતિકા ને નાયક અનુકૂળ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

त्वं मुग्धाक्षि विनैव कञ्चुलिकया धत्से मनोहारिणीं
लक्ष्मीमित्यभिधायिनि प्रियतमे तद्वीटिकासंस्पृशि ।
शय्योपान्तनिविष्टसस्मितवधूनेत्रोत्सवानन्दितो
निर्यातः शनकैरलीकवचनोपन्यासमालीजनः[1] ॥ ११ ॥

'ગોરી ! ચિત્તડું ચોરી લે તું સહજે ચોળી વિના સર્વથ
એવું ઊચરી ભોળી ભામિનીતણી ગ્રંથિ પિયુ પર્સંત
સેજે મ્હો મલકાવતી યુવતિનાં નર્તંત નેનો તદા
દેખી મંદિરથી સખી ખસી મિષે ધીમેથી આનંદમાં

ગ્રંથિ–ગાંઠ. પર્સંતા–અડકતાં. નર્તંત–નાચતાં. મિષ–બ્હાનું.

આલિંગનમાં કંચુકીનો પણ અંતરાય ન ખમતા ઉત્કંઠિત નાયકની ચેષ્ટાનું આ વર્ણન છે. મ્હો મલકાવવાથી ભોળી નાયિકાની અનુમતિ જણાવી છે; અને પ્રસન્ન દૃષ્ટિથી હર્ષ નામે સંસારી ભાવનો ઉદય

---

૧ कञ्चुलिका અને वीटिका બોલ પ્રાકૃત ઉપરથી સંસ્કારી લીધેલા જણાય છે: તેવો જ ताम्बूल (૨૨) બોલ પણ છે.

એકાએક ખસી જતાં રસિકડી શય્યાથી છેટે થતાં,
તેને ભ્રૂ નચવી સ્ફુરંત અધરે ચૂમી પિયુ યાચતાં,
સાડીએ મુખ ગાલ માંહીં હસતું ઢાંકી ધીરે કાનનાં
ડોલતાં ફૂલડે ધૂણાવ્યું શિર ત્યાં તન્વંગીએ સાનમાં. ९

છેટે થતાં–ઋતુ પ્રાપ્ત થતાં. ભ્રૂ–ભમર. સ્ફુરંત–તરવરતો, ચુમ્બન કરવાને તલપતો.

ઓષ્ઠના સ્ફુરણથી ચુંબનાર્થે નાયકનો ઔત્સુક્ય નામે સચારી ભાવ પ્રકાશિત કર્યો છે નાયિકાના પણ લજ્જા હાસ આદિ સચારીનું સૂચન મધુર રીતે કરવામાં આવ્યું છે. ચેષ્ટાકૃત શૃંગારી નમ છે. નાયક અનુકૂલ અને નાયિકા પ્રૌઢા સ્વાધીનપતિકા છે. નાયકકૃત ચુમ્બનની યાચના અને તેનો નાયિકાકૃત સસ્મિત પ્રતિષેધ પરસ્પર સ્થાપી રતિનું પરિપોષણ કરી શૃંગારની જમાવટ કરે છે. સૂક્ષ્મ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ

गच्छेरयुन्नतया भ्रुवैव गदितं मन्दं वलन्त्या तया
तेनाप्यश्चितलोचनद्वयपुटेनाज्ञा गृहीता शनैः ।
सङ्केताय चलद्दृशा विशुनिता ज्ञाता च दिक् प्रेयसा
गूढ. सगमनिश्चयो गुरुपुरोऽप्येवं युवभ्यां कृतः ॥ १० ॥

'જાઓ' એમ જણાવિયું વળી ધીરે ઊંચી ભ્રૂએ સુભ્રૂએ;
ઢાળી નેન ધીમે રહી ગ્રહી તહીં આજ્ઞા પ્રિયાની પ્રિયે;
ને તે લોચનમાં ઢીલંત જુગલે મધ્યે વડિલોની એ
સાને સ્થાન કહ્યું લહ્યું મિલનનું; સાધ્યો સીધ્યો નિશ્ચયે. १०

વળી ધીરે–ધીમેથી આડી ફરીને. ભ્રૂ–ભમર સુભ્રૂ–મનોહર

ભર્વાવાળી શ્રી મિલન–મેળાપ, સમાગમ સાધ્યો–જણાવ્યો સીધ્યો–સિદ્ધ થયો, અમલમાં મૂકાયો

ભવાની ચાળવણી, આંખના અણુસારા, અને માથૂ નમાવવારૂપ ચેષ્ટા અહીં ઉભયગત ઔત્સુક્ય પ્રકાશે છે 'વડિલોની મધ્યે' ઇ. શબ્દસમૂહથી દિવાસંકેત દ્વારા ઔત્સુક્યના અતિશયનો ધ્વનિ છે તેથી સંભોગ શૃંગાર દીપી ઊઠે છે. એમાં ચેષ્ટાકૃત સંભોગ નર્મ . ચેષ્ટાખ્યાપિત શબ્દ પ્રમાણ અલંકાર છે નાયિકા મધ્યાસ્વાધીનપતિકા ને નાયક અનુકૂળ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

त्वं मुग्धाक्षि विनैव कञ्चुलिकया धत्से मनोहारिणीं
लक्ष्मीमित्यभिधायिनि प्रियतमे तद्वीटिकासंस्पृशि ।
शय्योपान्तनिविष्टसस्मितवधूनेत्रोत्सवानन्दितो
निर्यात शनकैर्लीकवचनोपन्यासमालीजनः[1] ॥ ११ ॥

'ગોરી! ચિત્તડૂં ચોરી લે તૂં સહજે ચોળી વિના સર્વથ
એવૂં ઊચરી ભોળી ભામિનીતણી અંથિ પિયુ પર્સંત
સેજે મ્હો મલકાવતી યુવતિના નર્તંત નેનો તદા
દેખી મંદિરથી સખી ખસી મિષે ધીમેથી આનંદમાં

અંથિ–ગાંઠ પર્સંતાં–અડકતા નર્તંત–નાચતા મિષ–બ્હાનૂ

આલિંગનમાં કંચુકીનો પણ અંતરાય ન ખમતા ઉત્કંઠિત નાયકની ચેષ્ટાનૂ આ વર્ણન છે મ્હો મલકાવવાથી ભોળી નાયિકાની અનુમતિ જણાવી છે, અને પ્રસન્ન દૃષ્ટિથી હર્ષ નામે સંસારી ભાવનો ઉદય

---

૧ **कञ्चुलिका** અને **वीटिका** બોલ પ્રાકૃત ઉપરથી સંસ્કારી લીધેલા જણાય છે તેવો જ **ताम्बूक** (૨૨) બોલ પણ છે

સૂચવ્યો છે. સખી સમક્ષ કંચુકીની ગંઠિ છોડવાનું નાયકનું ચાપલ્ય ઔત્સુક્યનો અતિશય પ્રકાશે છે. સ્પર્શનાત્મક સંભોગ શૃંગાર છે. અહીં શોભા તથા કાંતિ નામે નાટ્યાલંકાર છે. અને ભરતનાટ્યશાસ્ત્રમાં કહેલી વિકસ્વર દૃષ્ટિનું નિરૂપણ છે. સંભોગ નર્મ છે. નાયિકા મધ્યા સ્વાધીનપતિકા અને નાયક અનુકૂળ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

शून्यं वासगृहं विलोक्य शयनादुत्थाय किंचिच्छनै-
र्निद्राव्याजमुपागतस्य सुचिरं निर्वर्ण्य पत्युर्मुखम् ।
विश्रब्धं परिचुम्ब्य जातपुलकामालोक्य गण्डस्थलीं
लज्जानम्रमुखी प्रियेण हसता बाला चिरं चुम्बिता ॥ १२ ॥

મેડી સૂની લહી ઊઠી શયનથી ધીમેથી નિદ્રામિષે
સૂતેલા પિયુનું નિહાળી મુખડું એકી ટશે ને ટશે
મુગ્ધા ચૂમી લઈ સુખે, નિરખતાં રોમાંચ ગંડસ્થળે
શર્માઈ જઈ નીચું જોય; રસિયો તેને હસંતો ચૂમે. ૧૨

*નિદ્રામિષ–ઊંઘનો ડોળ. ગંડસ્થળ–ગાલના ઉપરનો ભાગ. સુખે–નિરાંતે.

પિયુ પોઢ્યા છે, સખીઓ સિધાવે છે, ને નાયિકા પણ પથારીમાં સૂઈ જાય છે. પરંતુ હૃદયને ડોળી નાંખતો પ્રેમ તેને સૂવા દેતો નથી. પિયુનું મુખડું નેત્ર ભરીને નિરખવા તલસ્યા કરતી પરંતુ લાજતી મારી નજર માંડી ન શકતી મુગ્ધા પિયુ ઊંઘતા લહી, મેડી સૂની જોઈ, પિયુ જાગે નહિ એવી રીતે ધીમેથી પથારીમાં બેઠી થાય છે ને તૃષિત નેત્રથી તેના મધુરા મુખારવિન્દનું પાન કરે છે. આંખીની ઝંખનાની તૃપ્તિ જ રાત્રિનો સમય, એકાંત સ્થળ, પિયુની નિદ્રા આદિ ઉદ્દીપનસામગ્રીના ભેળી ભળી, મુગ્ધ ઉત્પન્ન

કરે છે. એ રીતે ઉત્તરોત્તર ઔત્સુક્યનો ઉપચય થાય છે. તેમાં હર્ષ સહકારીરૂપે છે. તેથી મુગ્ધાની રતિ ખીલી નીકળી ચુંબનાત્મક સંભોગ શૃંગારરૂપે પરિણમે છે. वात्स्यायनसूत्रमां કહેલા રાગદીપન ચુંબનનું નિરૂપણ છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ અંગ છે શાર્દૂલવિક્રીડિત છંદ.

सुप्तोऽयं सखि सुप्यतामिति गताः सख्यस्ततोऽनन्तरं
प्रेमावेशितया मया सरलया न्यस्तं मुखं तन्मुखे।
ज्ञातेऽलीकनिमीलने नयनयोर्धूर्तस्य रोमाञ्चतो
लज्जासीन्मम तेन साप्यपहृता तत्कालयोग्यैः क्रमैः ॥ १३ ॥

'પોઢયા છે પિયુજી, સૂંઓ અવ' કહી સિધાવી સાહેલી, કે
મેલ્યું મેં મુખ વ્હાલથી વિવશ થૈ તેના મુખે લોળીએ;
રોમાંચે તવ ફેલ એ હૂં શઠના પ્રીછી બૂડી લાજમાં;
કૈં કાલોચિત કર્તુકે રસિકડે તે એ હરી સ્હેજમાં. ૧૩

વિવશ–વ્યાકુળ, ઉત્કંઠાયુકત. કાલોચિત–તે સમયને યોગ્ય.

પ્રસગ પૂર્વના જેવો જ છે, પણ ભાવના ઉલ્લાસ આદિમાં ફેર છે. વિશેષ સહવાસને લીધે લજ્જા અને ભય કંઇક કમી છે. પ્રેમની જડ ઊંડી જામી છે, અને ઉત્કંઠાનૂ પૂર ઊંચટ્યૂં છે; એકાંત સ્થળ, રાત્રિનો સમય, પતિની નિદ્રા આદિ ઉદ્દીપનને લીધે વ્યાકુળ બનેલી બાળિકા ઔત્સુક્યના આવેશમાં એકદમ સૂતેલા પિયુનાં મુખ ઉપર મુખ મૂકે છે. એકાક્ષરી 'કે' અવ્યયમાં અત્યંત ત્વરાનો ભાવ સમાયો છે ને ઔત્સુક્યના અતિશયનો ધ્વનિ રહ્યો છે. અહીં પતિ આલંબન છે અને એકાંત સ્થળ આદિ ઉદ્દીપન છે, તેથી સ્થાયી રતિ ખીલી નીકળી સ્પર્શનાત્મક સંભોગ શૃંગારરૂપે પરિણમે છે. પિયુના

પુલક—રોમાંચ. વામણા—દબાઈ ચપટા બનેલા. રસના—કટીમેખળા.

અહીં ક્રીડાના આરંભે નાયિકાની અવસ્થાનું નાયકના મુખે વર્ણન છે. ભુજમાં જંત્રનો આરોપ આલિંગનનું દઢત્વ દર્શાવે છે. પુલક છાવાથી રોમાંચ નામે સાત્વિક ભાવ બતાવ્યો છે. બીજા ચરણમાં પ્રિયતમના સ્પર્શથી ઉત્પન્ન થયેલો વેપથુ નામે સાત્વિક ભાવ વસ્ત્ર સરી પડવાથી લક્ષિત છે. ત્રીજા ચરણમાં સ્વરભંગ નામે સાત્વિક ભાવ સાથે મોહનો વિકાસ છે. ચોથા ચરણમાં આનંદજન્ય સ્તંભ નામે સાત્વિક ભાવ પ્રલય નામે સાત્વિક ભાવમાં પરિણામ પામે છે. તેની પરંપરા ચાર ઉત્પ્રેક્ષાથી દર્શાવી છે. ગદ્‌ગદ સ્વરે બોલતાં બોલતાં જ બંધ પડી નાયિકા સ્તબ્ધ-નિશ્ચળ બની જાય છે, તેથી શું ઊંઘી ગઈ એવો ભાસ થાય છે, પરંતુ ઊંઘતા મનુષ્યનું ઘોરવું પણ ગંભળાય છે, તે ન ગંભળાયાથી શું શમી—શમશમાકાર બની ગઈ એમ મનમાં થઈ આવે છે, પણ ગાઢ નિદ્રામાં પડેલા મનુષ્યની બાહ્ય સ્પર્શથી પણ પ્રતીતિ થાય છે, તે લક્ષમાં ન આવ્યાથી શું ભીંતર ઊંડી ઉતરી ગઈ એમ કહે છે. પરંતુ હૃદયમાં તરતી મૂર્તિ પણ પૃથક લહેવામાં આવે છે, તેમ ન લહેવાયાથી શું શરીરમાં ગળી—સમાઈ રહી એમ ધારે છે.

અહીં નાયકની વિકૃતિ પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે. પહેલા ત્રણ ચરણમાં અનુક્રમે સ્પર્શ, રૂપ અને શબ્દ ગ્રહણ કરવાની શક્તિ તેનામાં અક્ષત જોવામાં આવે છે, પરંતુ તે બહિરંગ સુરતમાં જ. પછી તો તે પણ રસમાં લીન બની જાય છે; અને ક્રમે ક્રમે દૃષ્ટિલોપ, સ્પર્શલોપ, અને ચેતનાલોપ સબંધી પ્રિયા વિશે વિવિધ સંભાવના કરતાં મોહની છાયાથી ઘેરાઈ જાય છે.

નિર્દિષ્ટ અનુરૂપ નાયક નાયિકા રૂપી આલંબન અને અનુક્ત એકાંત સ્થળ આદિ સબળ ઉદ્દીપનને લીધે અંકુરિત થયેલો રતિ નામે

સ્થાયી ભાવ સ્તંભ સ્વરભંગ રોમાંચ વેપથુ આદિ સાત્વિક ભાવના અને ઔત્સુક્ય ગર્વ મોહ આદિ સંચારી ભાવના યોગે, ખીલી નીકળી સંભોગ શૃંગારરૂપે પરિણામ પામે છે. અલંકારસર્વસ્વમાં પ્રસ્તુત શ્લોક શ્લેષ અલંકારનો દૃષ્ટાંત ગણ્યો છે અહીં પણ કૈશિકી વૃત્તિનૂં નર્મસ્ફોટ અંગ છે. નાયિકા પ્રૌઢા છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

परयाश्लेपविशीर्णचन्दनरज.पुञ्जप्रसङ्गादियं[1]
शय्या संप्रति कोमलाङ्गि परुपेत्यारोप्य मां वक्षसि ।
गाढौष्ठग्रहपूर्वमाकुलतया पादाग्रसंदंशके-
नाकृष्याम्बरमात्मनो यदुचितं धूर्तेन तत्प्रस्तुतम्[2] ॥ १६ ॥

'જો ! આ ચંદનની નરી રજ ગરી આલિંગને સેજમાં
તે તન્વી ! તન ખૂંચશે' કહીં ઉરે આરોપીને હેજમાં
ભીડી બાહુ વિશે ચૂંમી ચૂંમી કરી બેબાકળી ત્યાં હર્યૂં
ધૂર્તે અંબર ચીપિયે ચરણના ને એનૂં ધાર્યૂં કર્યૂં. ૧૬

ઉર–છાતી હેજ–સ્નેહ.

અહીં મનાયથી સ્વીયા પ્રૌઢા નાયિકા છે પ્રણયમાનની અવસ્થામાં ચદનનો લેપ સૂકાઈને મનાતા આલિંગને રજ રૂપે ગરી પડ્યો, એવા ભારે હૃદયના તાપથી ભૂતપૂર્વ વિષાદ નામે સંચારી ભાવ ગમ્યમાન છે, જેને લીધે 'તન્વી' પદની સાર્થકતા છે ચદનની રજ પણ શરીરે ખૂચશે

१ प्रसङ्गात् પાઠ सुभाषितावली અને अलंकारकौस्तुभ ઉપરથી લીધો છે અસલમા प्रकर्षात् છે २ સરખાવો चिल्हण-काव्य । ३९ । आलिङ्ग्य गाढमबलामुपनीय शय्यामारोप्य वक्षसि रदेन निपीड्य चौष्ठम् । सोऽङ्गुष्ठकेन चरणाग्रभवेन वस्त्रमाकृष्य चाकुलतर सुरत चकार॥

એમ કહેવાથી નાયિકાની સુકુમારતાના અતિશયનો ધ્વનિ છે. ' એનું ધાર્યું ' પદે ઊલટી ક્રીડા છે એમ જણાવ્યું છે. તેની સાથે નાયિકાની લજ્જા પણ સૂચવી છે. વક્ષઃસમારોપ, વસ્ત્રહરણ આદિ અનુભાવ સહિત ઔત્સુક્ય આદિ સંચારી ભાવથી ખીલેલો, પૂર્વાવસ્થિત માન વિપ્રલંભથી વિશેષ દીપી ઊઠતો સંભોગ શૃંગાર છે. લલિત નામે નાયકના સાત્ત્વિક ગુણનું પણ નિરૂપણ છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ અંગ છે. અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

सैवाहं प्रमदा नृणामधिगतावेतौ च तौ नूपुरा-
वेपास्माकमवृत्तिरेव सहजव्रीडाघनः स्त्रीजनः ।
इत्थं व्यञ्जितया स्मृतेरुपगमे मत्वा तनुं संभ्रमात्
पुंभावः प्रथमं रतिव्यतिकरे मुक्तस्ततो वल्लभः ॥ १७ ॥

'હું તે મસ્ત બની શીં આ ? ઝમકતાં મંજીર સૌ જાણશે;
આ તો ના અમને ઘટે; ઘરુણીનું લજ્જા ઘરેણું દીસે'
પામી શુદ્ધિ થતાં જ ભાન તનનૂં તન્વી તહીં એ વિધે
લાજે બૂડતી પુંસ્થિતિ પ્રથમ ને પિયુ પછીથી મૂકે ૧૭

મંજીર–ઝાંઝર. તન્વી–ચોળાયલા અંગની. પુંસ્થિતિ–ઊલટી ક્રીડાની સ્થિતિ.

અહીં પહેલા ચરણમાં ' તે ' પદમાં પોતાના પ્રસિદ્ધ લજ્જાવિનયાદિ ગુણનો ને 'આ' પદથી ઊલટી ક્રીડાને લીધે દીસી આવતી ધૃષ્ટતાનો ધ્વનિ છે. વળી બીજા ચરણમાં ' આ ' પદથી પ્રાગલ્ભ્ય લક્ષિત છે; તેથી મર્યાદાના ઉલ્લંઘનથી પ્રગટેલું ભય વ્યંગ્ય છે. એકદમ પુંસ્થિતિના પરિત્યાગરૂપ અનુભાવથી મતિ નામે સંચારી ભાવના ઉદયની પ્રતીતિ થાય છે; તે પહેલાં સહુ કંઇ વીસરી જવારૂપ કાર્યથી

મોહની સ્થિતિ અનુલક્ષિત છે. પૂર્વોક્ત મતિના સ્મૃતિ વ્રીડા આદિ ભાવ સહકારી છે તે સઉ સંભોગ શૃગારને પોષે છે અહીં ભય નર્મ છે. શાર્દૂલવિક્રીડિત ૭૬.

> सुरतविरतौ व्रीडावेशश्रमश्लथहस्तया
> रहसि गलितं तन्व्या प्राप्तुं न [1]पारितयाशुकम् ।
> रतिरसजडैरङ्गैरङ्गं पिधातुमशक्तया
> प्रियतमतनौ सर्वाङ्गीणं प्रविष्टमघृष्टया[2] ॥ १८ ॥

સુરત વિરમ્યે વ્રીડાએ ને શ્રમે કરી સંસ્તરે
સરકી ગયલાં વસ્ત્રો લેઈ શકી ન ઢીલા કરે,
વપુ રતિરસે જડીલાં ગાત્રે ન ઢાંકી શકી જ તે
પ્રિયતમતણા અગે તન્વી સલજ્જ સમાય છે ૧૮

સુરત વિરમ્યે-ક્રીડા અટકતાં, ક્રીડાને અંતે વ્રીડા-શરમ શ્રમ-થાક સંસ્તર-બિછાનુ વપુ-શરીર રતિરસે જડીલાં-ક્રીડાના આનંદથી જડ બનેલાં ગાત્ર-અવયવ પ્રિયતમ-અત્યત વ્હાલો, ઠથ

અહીં સ્વીયા મધ્યા નાયિકા છે ઊલગી ક્રીડાનો આ પ્રસંગ છે એમ વસ્ત્રો સરકી પડવાથી તથા નાયિકા પિયુના શરીરમાં સમાવાથી સૂચિત છે ક્રથના શરીર સાથે શરીર લપટાવવુ આદિ કાર્યથી પ્રતીત થતા વ્રીડા નામે સંચારી ભાવનૂ નિરૂપણ છે વિલાસના શ્રમથી ઉત્પન્ન થયેલૂ આલસ્ય તેનૂ પોષણ કરે છે ક્રીડાના આનદથી ઉપજેલી જડતા

---

૧ **पारितया** પાઠ કલ્પિત છે અસલમા **पारितम्** છે.
૨ સરખાવો **गाहासत्तसई** ।૫।૨૧। **रइविरमलज्जिआओ अप्पत्तणिअंसणाउ सहसत्ति । ढक्कन्ति पिअअमालिङ्गणेण जहण कुलवहूओ ॥**

આલસ્યની સહકારી છે. તે સઉ સંભોગ શૃંગારને દીપાવે છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે હરિણી છંદ

करकिसलयं धूत्वा धूत्वा विमार्गति वाससी
क्षिपति सुमनोमाल्यशेषं प्रदीपशिखा प्रति ।
स्थगयति मुहुः पत्युर्नेत्रे विहस्य समाकुला
सुरतविरतौ रम्य तन्वी मुहुर्मुहुरीक्षते ॥ १९ ॥

રતિ વિરમતાં વસ્ત્રો શોધે ઝુડી કરપલ્લવે,
ત્રુટિત ફૂલની માળા ફેંકે પ્રદીપ ભણી બળે,
હસી ચકિત શી તન્વી વ્હાલાતણી દગ આવરે,
મધુરમધુરૂં ઢીલી વ્હીલી છબીલી વળી જૂએ. ૧૯

રતિ-ક્રીડા વિરમતાં-અટકતાં, સમાપ્ત થતા કરપલ્લવ કૂંપળ જેવા કોમળ હાથ ત્રુટિત-તૂટી ગયેલી પ્રદીપ-દીવો દગ-આંખ આવરે-ઢાંકવા જાય છે

વસ્ત્ર શોધવાનો અને પ્રદીપ ઓલવવાનો પ્રયત્ન નાયિકાની વ્રીડા પ્રકાશે છે. બને પ્રયત્ન નિષ્ફળ ગયા છે, એમ નાયિકાનૂ ચકિત હાસ્ય સૂચવે છે તથા પિયુનાં નેત્ર ઢાંકવાની ત્વરા ખુલ્લૂ કરે છે નાયિકા તે ઢાંકવામા પણ ફાવતી નથી એ ચોથા ચરણમા વર્ણવેલી બાવરી દષ્ટિ કહી આપે છે.

નાયિકા સ્વીયા પ્રૌઢા છે અહી પણ ઊપરટી ક્રીડાનો જ પ્રસંગ છે અનેક અનુભાવથી પ્રતીત થતા વ્રીડા નામે સંચારી ભાવનૂં નિરૂપણ છે. બીજ રૂપે પ્રકાશતો આવેશ સહકારી છે નાયકના ઔત્સુક્યનો ઉદય પણ છે, પણ તે અપ્રધાન હોવાથી ગૂઢ રીતે સૂચવ્યો છે સંભોગ શૃંગાર છે भरतनाट्यशास्त्रमा જેને विभ्रान्ता दृष्टि કહે છે તેનૂં અહીં નિરૂપણ છે. કાંતિ નામે નાટ્યાલંકાર પણ છે ચેષ્ટાકૃત શૃંગારી

નર્મ છે નાયિકાની ચેષ્ટા સંબંધે જુઓ। भरतनाट्यशास्त्र, અધ્યાય ૨૨, શ્લોક ૨૭૩ કારકદીપક અલંકાર છે हैमकाव्यानुशासनમાં શોભાના દૃષ્ટાંત તરીકે આ શ્લોક આપ્યો છે હરિણી ૭૬

प्रियन्त्तपटस्तेयक्रीडाविडम्बनविह्वला
किमपि करुणालापां तन्वीमुदीक्ष्य ससम्भ्रमम् ।
अपि विगलिते स्कन्धावारे गते सुरताहवे
त्रिभुवनमहाधन्वी स्थाने न्यवर्तत मन्मथ ॥ २० ॥

પિયુ પજવતા સંતાડી દૈ દુકૂલ વિનોદમાં
કગરતી કરો જોડી વ્હીલી છબીલી વિલોકતાં,
વિજય ગજવી ડેરાતંબુ ઊઠાવી વળ્યો છતા
ઠીક જ કુમકે ધાયો ધન્વી ધુરંધર કામ ત્યા ૨૦

દુકૂલ–વસ્ત્ર ઠીક જ૦–ભલુ કર્યું કે વ્હારે ચડ્યો ધન્વી–બાણુ વળી ધુરંધર–સમર્થ

અહીં વિલાસસુખની સમાપ્તિ પછીનૂ વર્ણન છે કામની સેના તે હાવ ભાવ લીલા કટાક્ષ આદિ ઉદ્દીપનસામગ્રી સમજવી ત્રીજા ચરણે કરીને ક્રીડા દરમિયાન લજ્જાનો પરાભવ અને ધૃષ્ટતાનો ઉત્ય લક્ષિત છે, તેમ વળી, કામદેવ વિજયનો ડંકો વજવી મુકામ ઊઠાવી પાછો વળ્યો હતો એમ કહેવાથી, ફૂલના હાર, ચદનનો લેપ, હીરામોતીનાં આભૂષણ વગેરે વિલાસનાં અંગની સામગ્રી પણ સઉ છિન્નભિન્ન થયા સાથે કામ પોખાયાનૂ સૂચિત છે ચોથા ચરણમા પરાભવ પામેલી લજ્જા સાડી સંતાડી રાખ્યાથી નાયિકાને પુન પરાભવતી જોઈ કામદેવ તેની વ્હારે ચડ્યો, એમ કહ્યૂ છે તેનો અભિપ્રાય એવો છે કે વ્રીડાને લીધે નાયિકાની મનોહર વ્યાકુળતાથી નાયકનો પોખાયનો કામ પુન પ્રદીપ્ત થાય છે, જેથી તે એને પોતાના અંગમાં સમાવે છે એ રીતે નાયિકાને લજ્જા પરાભવતી અટકે છે.

પૂર્વાર્ધમાં દૈન્યસહકૃત વ્રીડાનો નિર્દેશ છે. હાથ જોડી કગરવું તે દૈન્યનો અને વ્હીલાપણું વ્રીડાનો અનુભાવ છે. એ સંચારી દૈન્ય અને વ્રીડા નાયકના વિશે પ્રબળ ઔત્સુક્ય પ્રગટ કરી સાર્થક થાય છે. કટાક્ષાદિ ઉદ્દીપનસામગ્રી અને પુષ્પચંદનાદિ વિલાસસામગ્રીના અભાવે પણ નાયકનું મન આકર્ષાયાથી નાયિકાની કોઇ અપૂર્વ રૂપઋદ્ધિ અસાધારણ ઉદ્દીપનરૂપે અનુલક્ષિત છે. આ રીતે ઉપચય પામેલું, દઢાલિંગન રૂપી કાર્યે કરી ક્રીડાના આરંભ રૂપી સંભોગ શૃંગારમાં પર્યવસાન પામતું નાયકનું ઔત્સુક્ય પ્રધાનપણે પ્રદર્શિત છે, તે સંભોગ શૃંગારને સંપૂર્ણ ખીલાવે છે. પૂર્વાર્ધમાં ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે અને ઉત્તરાર્ધમાં આત્મોપક્ષેપ નર્મ છે. અતિશયોક્તિ અને રૂપક અલંકારનો સંકર છે. હરિણી છંદ.

> तैस्तैश्चाटुभिराज्ञया किल तया वृत्ते रतिव्यतये
> लज्जामन्थरयातया निवसिते भ्रान्त्या मदीयांशुके ।
> तत्पट्टांशुकमुद्वहन्नहमपि स्थित्वा यदुक्तोऽधुना
> वेषो युज्यत एष एव हि तवेत्येतन्न विस्मर्यते ॥ २१ ॥

> વેણે વ્હાલતણાં અને હુકમનાં માણી રતિ ઊલટી
> વીંટી લીધ સલૂણીએ મુજ પટો લાજે બની આવરી;
> ને મેં અંબર પ્હેરિયું યુવતિનું, ત્યાં તેહ મર્મે વદીઃ-
> 'હાં હાં, બેશ ! ઘટે જ વેષ તમ આ,' ભૂલાય ના તે કદી.૨૧

અહીં ત્વરા આદિ અનુભાવ સહિત આવેગ નામે સંચારી ભાવથી પોષિત સંભોગ શૃંગારનું નિરૂપણ છે. નાયિકાનો વિભ્રમ નામે સ્વભાવજ અલંકાર પણ આલેખ્યો છે. નાયકનો મોહ પણ સાથે સૂચવ્યો છે. વેષકૃત હાસ નર્મ છે. છેકોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

> क्वचित् ताम्बूलाक्तः क्वचिदगुरुपङ्काङ्कमलिनः
> क्वचिच्चूर्णोद्गारी क्वचिदपि च सालक्तकपदः ।

वल्लीभङ्गाभोगैरलकपतितैः शीर्णकुसुमैः
स्त्रिया नानावस्थं प्रथयति रतं प्रच्छदपटः[1] ॥ २२ ॥

કહીં લાગેલૂ છે અગર, અળતો લપટ કહીં,
કહીં તો બીડીની લીંક, કપૂરકેરી રજ કહીં,
કહીં વેણીકેરા ફૂલ, કરચલી છે વળી કહીં,
રહ્યૂ રામાકેરૂ શયન રતિસૌભાગ્ય સૂચવી. ૨૨

લીક-લીટી રામા ક્રીડાકુશળ સ્ત્રી, વિલાસી સુંદરી રતિસૌભાગ્ય-રતિનો વૈભવ

અહીં વિવિધ વિલાસના કુતૂહળ નિશે જામી રહેલી રતિ સંભોગ શૃંગારરૂપે ભભકી ઊઠે છે સુરતાંતનૂં નિરૂપણ છે કરિપદ પુરુષાયિત, માર્જાર, धेनुक, व्यानत અને भ्रमरप्रेङ्खोल्लित બંધ દ્વારા ક્રીડાના ઉપમર્દનૂં સૂચન છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે સ્વભાવોક્તિ પોષિત અનુમાન અલંકાર છે શિખરિણી છંદ

दम्पत्योर्निशि जल्पतोर्गृहशुकेनाकर्णितं यद्वच-
स्तत्प्रातर्गुरुसन्निधौ निगदतस्तस्यातितार वधूः ।
हाराकर्षितपद्मरागशकलं[2] विन्यस्य चञ्चूपुटे
व्रीडार्ता विदधाति [3]दाडिमफलव्याजेन वाग्बन्धनम् ॥२३॥

---

૧ સરખાવો किरातार्जुनीय ।५। ।२३। दिव्यस्त्रीणां सचरण-लाक्षारागा रागायाते निपतितपुष्पापीडा । पीडाभाज कुसुमचिता साशंस शंसन्त्यस्मिन् सुरतविशेषं शय्या . સરખાવો વળી किरातार्जुनीय ।१८।८७। ૨ ઉપલબ્ધ પાઠ कर्णालम्बित છે નવો પાઠ कवीन्द्रवचनसमुच्चय ।३३४। માંથી લીધો છે ૩ फल શબ્દ "ફોન, દાણો એવા અર્થમાં વાપર્યો છે

એકાંતે નિજમંદિરે રજનિએ બોલેલ જે દંપતી,
તે બ્હાણે વડિલો સમીપ સુડલો ક્હેતાં જ લાજે બૂડી
દાણો દાડમનો કરી ઉરતણૂં માણેક ચંચૂ મહીં
મૂકીને મુખ બંધ કીરનૂં કરે શાણી સલૂણી સહી. ૨૩

રતિમદિર-શયનગૃહ. રજનિ-રાત્રિ.

અહીં વ્રીડા નામે સંચારી ભાવથી પોષિત સંભોગ શૃંગાર છે. દાડમના દાણાથી પોપટને બોલતો બંધ કરવો એ વ્રીડાનો અનુભાવ છે. કૈશિકી વૃત્તિનૂં નર્મગર્ભ અંગ છે. કુવલયાનન્દમાં યુક્તિ અલંકારના દષ્ટાંત તરીકે આ શ્લોક આપ્યો છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

एमा नांशुकपल्लवे भुजलता न द्वारदेशे स्थितं
नो वा पादयुगे मुहुर्निपतितं तिष्ठेति नोक्तं वचः ।
काले केवलमम्बुदालिमलिने गन्तुं समभ्युद्यत-
स्तन्व्या बाष्पजलौघकल्पितनदीपूरेण रुद्धः प्रियः ॥ २४ ॥

છેડો ના પટનો હઠે પકડિયો; દ્વારે કરો ના દીધા;
ના પાયે પડી; તેમ બોલ મુખથી 'ના, ના, રહો' ના લીધા;
ઘેરાતાં ઘનઘોર મેઘ, પિયુજી જાવાનૂં નિર્ધારતાં
રોકયા અશ્રુની રેલથી જ રસીલી તન્વંગીએ સર્વથા. ૨૪

તન્વંગી-સુકુમાર, પાતળા શરીરવાળી.

અહીં અશ્રુપાત આદિ અનુભાવથી પ્રકાશિત દૈન્ય નામે સંચારી ભાવ પ્રવાસનો પ્રસંગ પરહરી સંભોગ શૃંગારનો પોષક બને છે. મેઘનૂં કાર્ય આંસુએ કર્યૂં એવા અભિપ્રાયવાળૂં છેલ્લા ચરણમાંનૂં રૂપક પ્રવાસપરિત્યાગાત્મક ધ્વનિનૂં અંગ છે. આત્મોપક્ષેપ નર્મ છે. શાર્દૂલ-વિક્રીડિત છંદ.

दीर्घा वन्दनमालिका विरचिता दृष्ट्यैव नेन्दीवरैः
पुष्पाणां प्रकरः स्मितेन रचितो नो कुन्दजात्यादिभिः ।
दत्तः स्वेदमुचा पयोधरभरेणार्घो न कुम्भाम्भसा
स्वैरेवावयवैः प्रियस्य विशतस्तन्व्या कृतं मङ्गलम्[1] ॥२५॥

દ્વારે વંદનમાળ દીર્ઘ સુહવે નેને, ન નીલોત્પલે;
પૂરે મર્કલડે જ ચોક જુવતી, ના જાઈજૂઈ ફૂલે;
ને અર્ઘ અરપે પયોધરજળે, ના કુંભકેરા પયે;
વ્હાલાનાં પગલાં વધાવી વિધ એ અંગે જ તન્વી લિયે. ૨૫

વંદનમાળ–આંગણે તોરણરોકા ફૂલના હાર. દીર્ઘ–લાંબી. નીલોત્પલ ભૂરું કમળ. અર્ઘ–આદરમાનની ખાતર આવનારને મંગલ દ્રવ્ય અંજળિ આપવામાં આવે છે તે.

અહીં પહેલા ચરણમાં ઔત્સુક્ય, બીજામાં હાસ અને ત્રીજામાં સ્વેદ આદિ ભાવ પ્રતીત છે, તે બધા હર્ષ નામે સંચારી ભાવ સહકારી બની પ્રવાસાંતર સંભોગ શૃંગારનું પોષણ કરે છે. सरस्वती कण्ठाभरण પ્રમાણે સમાહિત અલંકાર છે, તે નામકના પરિતોષ રૂ

૧ સરખાવો सरस्वतीकण्ठाभरण,પરિચ્છેદ ૩,સમાહિત પ્રકરણ: दृष्टिर्वन्दनमालिका स्तनयुगं लावण्यपूर्णौ घटौ शुभ्राणां प्रकरः स्मितं सुमनसां वक्त्रप्रभा दर्पणः। रोमाञ्चोद्गम एव सर्षपकणाः पाणी पुनः पल्लवौ स्वाङ्गैरेव गृहं प्रियस्य विशतस्तन्व्या कृतं मङ्गलम् ॥. સરખાવો વળી गाहासत्तसई ।३।६१ सा तुह कएण बालअ अणिसं घरदारतोरणणिसण्णा ओसुस्सइ वन्दणमालिअ व्व दिअहं विअ वराई ॥, તેમ ૦ गाहासत्तसई ।२।४०। रत्थापइण्णणअणुप्पला तुमं सा पडिच्छए एन्तम्। दारणिहिएहि दोहिं वि मङ्गलकलसेहिं व थणेहिं ।

ધ્વનિનું અંગ છે, આ વિલાસ નામે સ્વભાવજ અલંકારનો દષ્ટાંત છે. આત્મોપક્ષેપ નર્મ છે. વ્યતિરેક અલંકારનો ધ્વનિ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

म्लानं पाण्डुकृश विलासविधुरं लम्बालकं सालसं
भूयस्तत्क्षणजातकान्ति मधुरं प्राप्ते मयि प्रोषिते ।
साटोपं रतिकेलिदत्तरभसं रम्यं किमप्यादरात्
पीतं यत्सुतनोर्मया वदनकं वक्तुं न तत्पार्यते ॥ २६ ॥

તન્વીનું અતિ ઝાંખું રાંકડું ફીક્કું સૂનું અને સૂકલું
એકાએક વળી વિદેશ થકી હું આવી મળ્યે ઓપતું
પીધું પાટલ ને પ્રફુલ્લ મુખડું બાંકું વિલાસે ભર્યું
રેળાતું લટ છૂટીએ, ન સુખ તે જાયે મુખે મેં કહ્યું. ૩૬

- પાટલ—ગુલાબી રંગનૂ.

પહેલા ચરણમા પ્રોષિતપતિકાની અધૃતિ, પાંડુતા, અસૌષ્ઠવ, અનાલબ્ધ અને કૃશતાએ વિયોગાવસ્થાનૂં સૂચન છે. પછી સ્વામીના સમાગમથી નાયકાના પ્રગટતા હર્ષ, ઔત્સુક્ય આદિ સંચારી ભાવનં વર્ણન છે. અહીં વિ ાગના વિચ્છાય વેષ સાથે સંયોગની નાયિકાગત આનંદમય ચેષ્ટા નાયકમાં હર્ષ અને ઔત્સુક્ય સહિત વિસ્મય પ્રગટ કરી પ્રવાસ વિપ્રલંભથી ભભકી ઉઠતાં સુખનાત્મક સંભોગ શૃંગારને દીપાવે છે. નાયકની રતિ સ્થાયી છે, નાયિકા આલંબન છે, વિયોગનો વેષ અને સંયોગનૂં સ્વરૂપ ઉદ્દીપન છે, અને પૂર્વોક્ત હર્ષ ઔત્સુક્ય વિસ્મય આદિ સંચારીરૂપે પોષક છે. અહીં વિલાસ નામે નાટ્યાલંકાર પણ છે. વિયોગના વેષનો અપરિત્યાગ નાયકનૂં એકાએક આવવૂં બતાવે છે. તે સમયના નાયિકાના વેષ બાબત જુઓ વાત્સ્યાયનસૂત્ર, અધ્યાય ૨૧:—आगते च (पत्यौ) प्रकृतिस्थाया एव प्रथमतो दर्शनम् । સંભોગ નર્મ છે. પર્યાય અલંકાર છે. શા ્દૂલવિક્રીડિત છંદ.

निरविरहिणोरत्युकण्ठाश्लथीकृतगात्रयो-
र्नवमिव जगज्जातं भूयश्चिरादभिनन्दतोः ।
कथमपि दिने दीर्घे याते निशामधिरूढयोः
प्रसरति यथा यूनोर्वह्वी कथा न तथा रतिः ॥ २७ ॥

નવ વય વિશે મે'ના વેગે વ્હોંલાઈ ઝૂરી મરી
ભવ જ્યમ નવો ભાળી કાળે પ્રફુલ્લ દગો ભરી
મલકી મળતાં રાતે ખાંતે કદ્યમે દિન નીઠવી
જુગલની વધુ વાધે વાતો, ન કેલિ, નવી નવી. ૨૭

વય ઉમ્મર. વે'-વિયોગ. ભવ-સંસાર નીઠવી-ગાળી. જુગલ-દંપતી.

પહેલૂં ચરણ જેમ વિરહનૂં દુઃખ દર્શાવે છે, તેમ બીજૂં ચરણ હર્ષનો અને ત્રીજૂં ઔત્સુક્યનો અતિશય પ્રકટ કરે છે. ચોથા ચરણમાં ક્રીડા અને વાતચિતના વિનોદરૂપે પ્રવાસાંતર શૃંગારનૂં સુરેખ ચિત્ર છે.

અહીં વિલાસ, વાતચિત અને જાગરણ આદિ કાર્યથી ઉત્તરાર્ધમાં પ્રકાશતા ઔત્સુક્યની અને નવો ભવ ભાળવારૂપ કાર્યથી પૂર્વાર્ધમાં પ્રતીત થતા હર્ષની શબલતા છે. એ ભાવશબલતા પ્રવાસ વિપ્રલંભની છાયાથી ઉત્કર્ષ પામી દીપી નીકળતા સંભોગ સુગારને સવિશેષ ખીલાવે છે અહીં પણ સંભોગ નર્મ છે. વિશેષોક્તિ અલકાર છે. હરિણી છંદ.

---

માન વિપ્રલંભ

सल्पस्तानि वचांसि यानि बहुशोऽधीतानि युष्मन्मुखा-
द्दक्ष्येऽहं बहुशिक्षिता क्षणमिति ध्यात्वा च मौनं श्रिता ।
धूर्तेनैत्य च मण्डलीकृतकुचं गाढं परिष्वज्य मां
पीतान्येव सहाधरेण हसता वक्त्रस्थितान्येव मे[१] ॥ २८ ॥

---

૧ અસલમાં બીજા ચરણમાં ધ્યાત્વાપિ છે. નવો પાઠ કલ્પિત છે. इति નો વ્યુત્ક્રમ મુક્તક ૩૩ મા પાછો છે.

"જે જે જત્નથી જુક્તીબધ શીખવી મૂક્યું 'તૂં જ્હેની! તમે,
ગોખેલું સઉ તે કહીશ હું" કરી ધાર્યું હતું મૌન મેં,
ત્યા તો આવી લગાવી છાતી ભુજમાં ભીડી લપેટી ઉરે,
ઓઠે આવી રહેલ વેણ હસતે મ્હોએ જ પીધાં શઠે. ૨૮

મૌન–અબોલા લગાવી છાતી–છાતી સાથે છાતી મિલાવીને
શઠ–ધૂર્ત

અહીં પ્રિયતમના આલિંગન ચુમન આદિથી ઊપજેલા સ્તંભ નામે સાત્ત્વિક ભાવથી પ્રકાશતો જડતા નામે સંચારી ભાવ પ્રણયમાનાત્મક વિપ્રલંભની છાયાથી દીપી નીકળતા સંભોગ શૃંગારનો પોષક બને છે અહીં वात्स्यायनसूत्र પ્રમાણે पीडितक નામે આલિંગનના પ્રકારનો નિર્દેશ છે વિહ્રત નામે સ્વભાવજ અલંકાર છે. ચેષ્ટાકૃત સંભોગ નર્મ છે ક્રિયાસમુચ્ચય સહિત અતિશયોક્તિ અલકાર છે શાર્દૂલવિક્રીડિત ૭૬

जाता नोत्कलिका कुचौ न लुलितौ गात्रं न रोमाञ्चितं
वृत्तं स्वेदकणान्वितं न वदनं यावच्छठेनामुना ।
दृष्टेनैव मनो हृतं धृतिमुषा प्राणेश्वरेणाद्य मे
तत्केनात्र निरूप्यमाणमहिमा मानः समाधीयताम्[1] ॥२९॥

---

૧ અસલમાં બીજા ચરણમા वृत्तंને બદલે चक्रम्र અને वदन ને બદલે सहसा, તથા ચોથા ચરણમાં महिमाને બદલે निपुणो છે નવા પાઠ કલ્પિત છે સરખાવો गाहासत्तसई । २१४४। जो कहँ चि मह सहीहिं छिद्द लहिऊण पेसिओ हिअए । सो माणो चोरिअकामुअ व्व दिट्ठे पिए णट्ठो ॥

તાલાવેલી ય ના થઈ, ન ધડકી છાતી, ન રોમાંકુરે
અંગે પાંગરિયા, કહો ન પ્રગટ્યા પ્રસ્વેદકેરા મુખે;
દૃષ્ટિએ પડતાં જ માન મરડી હૈયૂં હર્યૂં પ્રીતમે;
શી રીતે સખૂ રૂસણું, હું, મહિમા જેનો વખાણ્યો તમે? ૨૯

રોમાંકુર–રોમ રૂપી અંકુર, રોમાચ પાંગરિયા–ફૂટ્યા, પસર્યા. પ્રસ્વેદ–પરસેવો

અહીં માન મરડી મન હરવારૂપ કાર્યથી પ્રકાશિત હર્ષ નામે સંચારી ભાવ પ્રસ્તુત છે, તે પ્રણયમાનાત્મક વિપ્રલંભની છાયાથી ઉત્કર્ષ પામતા સંભોગ શૃંગારનૂ પોષણ કરે છે ઔત્સુક્ય, વેપથુ, રોમાચ, સ્વેદ આદિ ભાવના આવિર્ભાવ સિવાય પ્રણયકોપની શાંતિના નિર્દેશથી વિભાવના નામે અનકાર બને છે, તે પ્રિયતમના મનોહર સૌભાગ્યરૂપ વસ્તુધ્વનિનૂ અગ છે સખીની શીખવણીથી માન આદર્યાનો અભિપ્રાય ચોથા ચરણ ઉપરથી નીકળે છે વેપકૃત શૃંગારી નર્મ છે શાર્દૂલવિક્રીડિત ૭૬

काञ्च्या गाढतरावनद्धवसनप्रान्ता किमर्थं पुन-
र्मुग्धाक्षी स्वपितीति तत्परिजनं स्वैरं प्रिये पृच्छति ।
मातः सुप्तिमपीह लुम्पति ममेत्यारोपितक्रोधया
पर्यस्य स्वपनच्छलेन शयने दत्तोऽवकाशस्तया ॥ ३० ॥

'કાં વસ્ત્રે કટિમેખળા જકડીને છે આમ વામા સૂતી ?'
પૂછતાં પિયુ એમ મદ સખીને સોણુ મિષે રીસથી
'ઓ મા રે! ઊંઘવા અહીં ય નવ દે!' એ રીત બોલો બકી
પાસૂ ફેરવી માગ માનિની મૂકે સેજે ભલી ભાતથી ૩૦

અહીં પહેલા ચરણ ઉપરથી એમ જણાય છે કે પિયુનો કઈ વાંક પડ્યો હશે, જેથી 'અરે! એની સાથે બોલતી નહિ, જોજે,

રીસાઈને લોટપોટ થઈ તૂ ભર ઊંઘમાં હોય એમ સૂઈ રહેજે ' એવું સખીઓએ નાયિકાને શીખવી મૂક્યું હશે આ પ્રસંગે નાયિકાના કેલ જેમ સખીના દબાણને વશ થવાપણું બતાવે છે, તેમ સખીઓની ભેળે પ્રેરણા પિયુ પ્રત્યે તેનો અસાધારણ પ્રેમ પણ સૂચવે છે.

અંતર્ગત ઔત્સુક્ય છૂપાવવા લોટપોટ બની સૂવારૂપ તથા સ્વમના છળ સાથે પાસૂ ફેરવવારૂપ અનુભાવથી પ્રદર્શિત અવહિત્થ નામે સંચારી ભાવ અહીં પ્રણયમાનાંતર સંભોગ શૃંગારને ખીલાવે છે. પહેલા બે ચરણમાં માન નર્મ છે; ત્રીજામાં આત્મોપક્ષેપ નર્મ છે; ને ચોથામાં નર્મગર્ભ છે વ્યાજોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

परावृत्तकोपेन स्फुटकपटमुद्रामुकुलिता
प्रविश्याङ्केनाङ्कं प्रणयिनि परिष्वङ्गचतुरे ।
शनैर्नीवीबन्धं स्पृशति सभयव्याकुलकरे
विधत्ते सङ्कोचग्लपितमवलग्नं वरतनुः ॥ ३१ ॥

વિલાસી વ્હાલીડા તન શૂં લપટાવી તન, ડરે
ધીરે ધીરે નીવી જરી પરસતાં કંપિત કરે,
રૂઠી પાસૂં વાળી સજી કપટનિદ્રા દગ મીંડી
સૂતેલી સંકોડી કટિ કટ કરે ગ્રંથિ જ ઢીલી. ૩૧

ડરે–રૂઠેલી પ્રિયાથી બ્હીતાં બ્હીતાં. વિલાસી–स्तनचेष्टितक આલિંગન આદિ કામકળામાં કુશળ ગ્રંથિ–નીવીની ગાંઠ

અહીં કપટનિદ્રા અને કટિસંકોચથી, નાયિકાએ વિરહ સહેવાતો નથી, એવો ધ્વનિ છે. ' વિલાસી ' પદ નાયકની કામકુશળતા પ્રકાશે છે. પ્રણયમાનાંતર સંભોગ શૃંગારનું નિરૂપણ છે. ઔત્સુક્ય નામે સંચારી ભાવ તેનું પોષણ કરે છે. નાયિકા મધ્યા સ્વાધીનપતિકા અને નાયક અનુકૂળ છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે. શિખરિણી છંદ.

संदष्टेऽधरपल्लवे सचकितं हस्ताग्रमाधुन्वती
मा मा मुञ्च शठेति कोपवचनैरानर्तितभ्रूलता ।
सीत्काराञ्चितलोचना सरभसं यैश्चुम्बिता मानिनी
प्राप्तं तैरमृतं श्रमाय मथितो मूढैः सुरैः सागरः[1] ॥३२॥

'માં, માં, મૂક મને, અરે શઠ !' કહી મોડંતી રોષે ભવાં,
છોભાઈ છણકો કરંતી કરનો ડંખો દીધે દંતના,
વામા નેન ઘૂમાવતી મૂકી મુખે સીત્કાર ચૂમી બળે,
પામ્યા તે જ અમી; મથ્યો અવસ્થા ક્ષીરોદ ઘેલા સુરે. ૩૨

મોડંતી–વાંકાં વાળતી. સીત્કાર–સીસકારી. અવરથા–ફોગટ. ક્ષીરોદ–ક્ષીરસાગર. સુર–દેવ.

આ રીસાયલી તરુણીના ચુંબનના સુખનું રસના આવેશથી કોઇ વિલાસીએ કરેલું વર્ણન છે. અહીં ભવાં મરોડવારૂપ અને હાથ તરછોડવારૂપ કાર્ય હૃદયમાં ધારેલો પ્રણયકોપ પ્રકાશે છે. તેની સાથે સ્વરભંગ, વાક્સ્તંભ આદિ સાત્ત્વિક ભાવ હર્ષ નામે સંચારી ભાવનો ઉદય દર્શાવે છે. ઉદિત હર્ષ સીત્કાર અને નેત્રનિમીલન રૂપી અનુભાવથી પ્રતીત થઈ પ્રણયમાનાત્મક વિપ્રલંભથી ભભકી ઊઠતા સંભોગ શૃંગારને શોભાવે છે. વળી અહીં કિલકિંચિત અને કુટ્ટમિત નામે નાટ્યાલંકાર પણ છે. આ શ્લોકમાં જે સાપહ્નવાતિશયોક્તિ અલંકાર ઊપજે છે, તેથી માનિનીના મુખના આસ્વાદના આનંદના લોકોત્તરત્વનો

[1] સરખાવો गाहासत्तई । ह। ३९ ।, मण्णे आसाओ च्चिअ न पाविओ पिअअमाहररसस्स । तिअसेहि जेण रअणाअराहि अमअं समुद्धरिअम् ।. સરખાવો વળી ધ્વન્યાલોકલોચન પૃ. ૬૫, પંક્તિ ૨૨-૨૩ માં આપેલો અપભ્રંશ ભાષાનો શ્લોક:–
ईसीसदुम्मिआए मुहु परिचुम्बिउ जेण । अमिअरसघुट्टणाह मुहु पडिमाणिउ तेण ॥

ધ્વનિ પ્રગટે છે. वात्स्यायनसूत्रમાં કહેલા बिन्दुमाला નામે અધર-ખંડનના પ્રકારનું નિરૂપણ છે. નાયકપક્ષે આત્મોપક્ષેપ નર્મ છે શાર્દૂલ-વિક્રીડિત ૭૬

पश्येयं मयि किं प्रपद्यत इति स्थैर्यं मयालम्बितं
किं मां नालपतीत्ययं खलु शठः कोपस्तयाप्याश्रितः ।
इत्यन्योन्यविलक्षदृष्टिचतुरे तस्मिन्नवस्थान्तरे
सव्याजं हसितं मया धृतिहरो मुक्तश्च बाष्पस्तया ॥३३॥

ધારી ધૈર્ય રહ્યો હું 'જોઉં છબીલી શું આ કરે છે?' કરી;
'બોલાવે શઠ કા મને ન?' કરીને ખીજાઈ એ એ ખરી,
જોતાં આકુળવ્યાકુળ સુમધુરું ત્યાં એકબીજા પ્રતિ
મેં મર્મે હસી દીધ, દગ્જળ ઝરી તેણે તજી રીસડી. ૩૩

ખીજાઈ–ચીડાઈ, રીસથી ફૂગરાઈ દગ્જળ–આંસુ.

नापेतोऽनुनयेन यः प्रियसुहृद्वाक्यैर्न यः संहृतो
यो दीर्घं दिवसं विषह्य विषमं यत्नात्कथंचिद् धृतः ।
अन्योन्यस्य हृते मुखे निहितयोस्तिर्यक्कथंचिद्दृशोः
स द्वाभ्यामतिविस्मृतव्यतिकरो मानो विहस्योज्झितः ॥३४॥

ઝુકતી વ્યર્થ મનામણાં તણી ગઈ, સાહેલી હારી કહી,
ને દુઃખે દિન નીઠળ્યો જતનથી જે માન રાખી રહી,
તે રાતે મુખ ફેરવી નિરખતાં ચોરીથી તિર્છી દગે
ક્યાં એ વીસરી જે મિટે મિટ મળ્યે બેએ હસી દીધ તે. ૩૪

'માન આદરતાં શું આદર્યું પણ હવે મનામણાં થયા વગર તે સહેજમાં મૂકી દેઈશું તો હળવાં પડીશું' એ બ્હીકે ભાર રાખવા બેએ માન ધરી રહેલાં દંપતીની હકીકત આ શ્લોકમાં છે. ભાર ખોવાના ભયે પ્રણયકૃત લઘુ માને ગુરુ માનનો દેખાવ ધારણ કર્યો છે. સંચારી ભાવરૂપે પ્રકાશતા કોપની હસવારૂપ કાર્યથી શાંતિ વર્ણવ્યાથી આ ભાવ-શાંતિનો દૃષ્ટાંત બને છે. રુસણું વીસરી ગયાનું કહ્યાથી ઔત્સુક્યના અતિશયનો ધ્વનિ નીપજે છે. ચેષ્ટાકૃત સંભોગ નર્મ છે. વિશેષોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

एकस्मिञ्शयने पराङ्मुखतया वीतोत्तरं ताम्यतो-
रन्योन्यस्य हृदि स्थितेऽप्यनुनये संरक्षतोर्गौरवम् ।
दम्पत्योः शनकैरपाङ्गवलनान्मिश्रीभवच्चक्षुषो-
र्भग्नो मानकलिः सहासरभसव्यावृत्तकण्ठग्रहम्[1] ॥ ३५ ॥

---

१ સરખાવો गाथासप्तशती । ७ । ९९ ।, अण्णोण्णकडक्खन्तरपेसिअमेलीणदिट्ठिपसराणम् । दो च्चिअ मण्णे कअभण्डणाइँ समअं पहसिआइँ ॥

હૈયૂ તલ્પોં રહ્યં છતાં પણ કચમે મિથ્યા રહી માનમાં
પોઢયાં પૂઠ કરી જ એક શયને ઝૂરી મરી મૌન; ત્યાં
સે'જે એક બીજાની ધીરી તિરછી દષ્ટે મળી દૃષ્ટ જ્યાં,
ગા઼ૂં નાઠૂં જ રૂસણું–હસી દઈ બન્ને ય ભેટી પડયાં. ૩૫

મિથ્યા–ફોગટ, ડોળ ખાતર. મૌન–મૂગાં

આ પ્રણયમાનાંતર સ્પર્શનાત્મક સંભોગ શૃંગારનો દષ્ટાંત છે પહેલા ચરણમાં જણાવેલો કૃતક કોપ પ્રણયમાનાત્મક વિપ્રલંભનૂ પોષણ કરે છે તેને મિટે મિટ મળવારૂપ અનુભાવના બળે દબાવી દેઈ ઝૂરવારૂપ કાર્યથી પ્રતીત થતૂ ઔત્સુક્ય હાસથી ઉપચિત બની સ્પર્શનાત્મક સંભોગ શૃંગારમાં પર્યવસાન પામે છે 'ધીરી તિરછી' પદ શંકા અને ઔત્સુક્ય સૂચવે છે [1] કોપના પ્રશમને લીધે આ ભાવશાંતિનૂ ઉદાહરણ છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત ૭૬.

दृष्टे लोचनवन्मनाङ्मुकुलितं पार्श्वस्थिते वक्त्रवन्-
न्यग्भूतं बहिरासितं पुलकवत्स्पर्शं समातन्वति ।
नीवीबन्धवदागतं शिथिलता संभाषमाणे क्षणान्-
मानेनापसृतं ह्रियेव सुदृशः पादस्पृशि प्रेयसि ॥३६॥

દેખાતાં પિયુ લોચનવાયૂ દગ શૂં, પાસે કંઈ આવતાં
મ્હો પેઠે નમિયૂ, ચઢ્યૂ પુલકની પેઠે વપુ સ્પર્શતા,
નીવીબંધ સમાન પોચૂં પડિયૂ તત્કાળ બોલાવતાં,
ભાગ્યૂં માન જ નાથ પાય પડતાં લજ્જા પેઠે સર્વથા. ૩૬

દગ–આખ પુલક–રોમાંચ નીવીબંધ–પેહેરેલા વસ્ત્રની ગાંઠ સર્વથા–બધી રીતે

---

1 રુય્યકના અલંકારસર્વસ્વ ઉપરની ટીકામાં જયરથ અહીં અસૂયાનો પ્રશમ માને છે

સખીઓએ લલેરેલી અને લજ્જાએ ઘેરેલી સુદરીની પ્રિયસમાગમના સમયની અવસ્થાનુ આ સુરસ ચિત્ર છે. પ્રિયતમના દર્શન રૂપી આલમ્બનથી, પાસે આવવૂં-વપુ સ્પર્શવૂ-બોલાવવૂ-આદિ ઉદ્દીપનથી, નેત્ર સંકોચવાં-ગાઠ ઢીલી પડવી-આદિ અનુભાવે અને રોમાંચ વેપથુ-આદિ સાત્વિક ભાવે પ્રકાશતો હર્ષ નામે સંચારી ભાવ અધોદૃષ્ટિથી પ્રતીત થતા અવહિત્થ નામે સંચારી ભાવે સહકૃત બની રતિ સ્થાયીથી સમુલ્લાસ પામતા સંભોગ શૃગારમાં પર્યવસાન પામે છે ગંગાના પ્રવાહ પેઠે ઊછળતા હર્ષના પૂરમાં કાલિંદીના જળ જેવૂ ઘેરૂ ક્રોધનૂ વહેણ તથા ગુપ્ત વહેતી સરસ્વતી સરખૂ વ્રીડાનૂ વહેણ શમતા રસસૃષ્ટિનો આ પરમ રમણીય ત્રિવેણીસંગમ બને છે હર્ષના પ્રબળ વિકાસને લીધે ક્ષણે ક્ષણે અપચય પામતા પ્રણયકોપ અને વ્રીડાનો અહીં ઉપશમ વર્ણ્યો છે ચોથા ચરણમાં પિયુ પગે પડવાનૂ વર્ણ્યૂ છે,તે રસિક પિયુનૂ વશવદત્વ સમજવાને માટે છે માન અને લજ્જા શમ્યે પગે પડતા પ્રિયતમને નાયિકાએ હાથે ઊઠાડી ભેટ્યાનો ભાવ ગમ્યમાન છે

અહીં કોપ અને વ્રીડા નામે ભાવની શાંતિના સંકરનૂ પ્રધાનપણે સહોપમા દ્વારા નિરૂપણ છે, માટે सरस्वतीकण्ठाभरणमा અલકારપ્રધાન રસાલકાર સંકરનો આ દૃષ્ટાંત માન્યો છે પર્યાય અલકાર પણ અહીં છે ચેષ્ટાકૃત સંભોગ નર્મ છે શાર્દૂલવિક્રીડિત ૭૬

चिन्तामोहनिबध्यमानमनसा मौनेन पादानत'
प्रत्याख्यानपराङ्मुखः प्रियतमः गन्तुं प्रवृत्त शठ ।
सव्रीडैरलसैर् निरन्तरलुठद्बाष्पाकुलैरीक्षणैस्-
तन्वङ्गया स पुनस्तया तरव्या तनान्तरे वारित [१] ॥३७॥

[१] સરખાવો फिरातार्जुनीय । ९ । ४५ । सव्यलीकम-पधीरितिखिन्नं मस्खिलत सपदि कोपपदेन । योषित सुहृदिव स्म रुणद्धि प्राणनाथमभि बाष्पनिपात ॥

વામા ભૂડીં વિમાસણે નવ વદી મૂઝાઈ તે તર્જના
લેખી પાય પડેલ કથ મનથી ખીજી તજીને જતા,
આસુએ ઊભરાતીં રાતીં શરમે ખચાતીં દૃષ્ટિચ્છટા
નાંખી નાથ નિવારિયા અધીરડી તન્વગીએ સર્વથા ૩૭

તર્જના લેખી–અવજ્ઞા માની, તિરસ્કાર સમજી ખીજી–ખિન્ન બની, ચીડાઈ દૃષ્ટિચ્છટા–નજર નાંખવી તે, દૃષ્ટિપાત

સખીની શીખવણીથી મુગ્ધા રીસાઈ બેઠી છે તેને મનાવવ પિયુ પગે પડે છે એ અવસરે શી રીતે વર્તવૂ તે સખી પાસેથી શીખી ગખ્યૂ ન હતૂ, તેથી તે વિચારમાં દિઙ્મૂઢ શી બોલ્યાચાલ્યા વગર બેસી રહે છે એટલે ‘ આ મને ઉવેખે છે ’ એમ માની પિયુ જવા તત્પર થાય છે, ત્યારે ‘ આ તો, થયૂ, ગયા તો ! ’ એ ભયથી મુગ્ધાની આખમા આસુ ઊભરાઈ આવે છે પરતુ મુગ્ધાવસ્થાની લજ્જાને લીધે બોલાતૂ નથી આવી તેની દયામણી દશા જોઈ પિયુ જતા અટકે છે

અહીં પિયુ પગે પડતા શ કરવૂ તેનૂ અજ્ઞાન આલમ્બન છે, ને પિયુ તજીને જાય છે તે ઉદ્દીપન છે. તેણે કરીને દૈન્ય નામે સંચારી ભાવ ઉદય પામે છે તેના સ્તભ અશ્રુપાત વેપથુ આદિ સાત્ત્વિક ભાવ, તથા મોહ વિષાદ આદિ સચારી ભાવ સહકારી છે, અને બાવરી નજર નિશ્વાસ આદિ અનુભાવ છે એ રીતે ઉપચય પામી પ્રમસર્તૂ દૈન્ય પ્રણયમાનાતર સંભોગ શૃગાર। પોષક બને છે નમન તથા ઉપેક્ષા નામે ઉપાયોનો પ્રયોગ બતાવ્યો છે કૈશિકી વૃત્તિનૂ નર્મસ્ફોટ નામે અંગ છે વિષે। અનકાર છે શાર્દૂલવિક્રીડિત છંદ

अङ्गानामतितानव कुत इद कस्मादकस्मादिद
मुग्धे पाण्डुकपोलमाननमिति प्राणेश्वरे पृच्छति ।
तन्व्या सर्वमिद स्वभावत इति व्याहृत्य पक्ष्मातर-
व्यापी बाष्पभरस्तया वलितया नि श्वस्य मुक्तोऽन्यत ॥३८

'કાં આકસ્મિક દેહડી દૂબળી આ ?' મુગ્ધે ! અરે આવડી
ફીકી કાં મુખકાંતિ ?' એમ વદતાં પ્રાણેશ, તે રાંકડી
'એ તો આંહ સહેજ' એવૂં ઊચરી નિઃશ્વાસ ઊંડો મૂકી
નેને નીર ન માતૂં ભાળી અવળૂં તન્વંગી ઢાળે નકી. ૩૮

અહીં વિષાદ નામે સચારી ભાવનુ નિરૂપણ છે ટામમાં રોકાયાને લીધે પિયુએ કરેલી ઉપેક્ષા તેનૂ આલબન છે, દુર્દશાનૂ કારણ જાણતાં છતાં પિયુનો પ્રશ્ન ઉદ્દીપન છે. વૈવર્ણ્ય, અશ્રુપાત, આદિ સાત્ત્વિક ભાવ અને નિશ્વાસ વગેરે અનુભાવ વિષાદ પ્રકાશે છે. વિભાવ, અનુભાવ, આદિથી ઉપચય પામેલો વિષાદ વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃગારનૂ પોષણ કરે છે અહીં વ્યાજોક્તિ નામે અલકાર છે. નાયિકા મધ્યા વિરહોત્કંઠિતા છે માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત ૭૮.

दूरादुत्सुकमागते विवलितं संभाषिणि स्फारित
संश्लिष्यत्यरुणं गृहीतवसने संकुञ्चितभ्रूलतम् ।
मानिन्याश्चरणानतिव्यतिकरे वाष्पाम्बुपूर्णं क्षणा-
चक्षुर्जातमहो प्रपञ्चचतुरं जातागसि प्रेयसि ॥ ३९ ॥

દેખાતાં પિયુ દૂર દૂભણુ લીધે દષ્ટિ બની આકળી,
આવંતાં વળી આડી, વેણુ વદતાં ફાટી અમર્ષે ફૂલી,
ભેટંતાં થઈ લાલચોળ, મરડી ભ્રૂ સાડી સ્હાતાં રહી,
આંસુએ ઊભરાઈ પાય પડતાં; શી એ અહો માધુરી ! ૩૯

આ શ્લોક સરસ્વતીકણ્ઠાભરણમા ભાવશેષના ઉદાહરણુ તરીકે આપ્યો છે. અહીં પિયુનો વાક આલબન છે. વાંક છતા પણુ જાણે મેં તો વાંકમાં રતી ચોરી જ નથી એવી તેની ધૃષ્ટતા ભરેલી વર્તણૂક, તે ઉદ્દીપન છે. તેને લીધે વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃગારને શોભાવતો કોપ નાયિકાની વિવિધ ચેષ્ટા રૂપી અનુભાવ દ્વારા પ્રકાશે

છે એ કોપની जायते, अस्ति, वर्धते, विपरिणमते અને अपक्षीयते એ પાંચ અવસ્થાઓ 'આકળી બની, આડી વળી, ફુલી ફાટી, લાલચોળ બની, ભર્યા મરડી રહી' અને 'આસુએ ઊભરાઈ' એ વિધેયથી અનુક્રમે દર્શાવી છે આંસુ થતી રહ્યાથી હજુ ક્રોધનો અવશેષ છે એમ સૂચવ્યૂ છે આથી જ છઠ્ઠી नश्यति અવસ્થાનૂ નિરૂપણ ઉપરના શ્લોકમા છે નહિ પર્યાય અલકાર છે માન દૂર કરવા નમન નામે ઉપાયની યોજના છે ચેષ્ટાકૃત માન નર્મે છે શાર્દૂલવિક્રીડિત છંદ

लोलभ्रूलतया विपक्षदिगुपन्यासे विधूत शिरस्-
तद्वृत्तान्तविदीक्षणे कृतमनस्कारो* विलक्ष स्थितः ।
ईषत्ताम्रकपोलकान्तिनि मुखे दृष्ट्या नत पादयो-
रुत्सृष्टो गुरुसंनिधावपि विधिर्द्वाभ्या न कालोचित ॥४०॥

ધૂણાવ્યૂ શિર શોકયના ભણી ભવાંકેરો ઈસારો કર્યે,
આલો કંથ ઊભો જ ચેતી ચિતમાં ભેદુ સખી સૂચવ્યે,
દષ્ટે પાય પડ્યો ય રચ્ય મુખડૂ રોષે અરુણુ કર્યે;
ભૂલ્યાં ના જ વડિલની ય સમિપે તે તે વિધિ તેહ બે. ૪૦

ભેદુ–શોકયને ઘેર ગયાનો ભેદ જાણનાર સૂચવ્યે–ઇશારતથી બતાવ્યા છતા રોષ–ક્રોધ અરુણૂ–રાતૂ વિધિ–આચાર, કર્તવ્ય

નાયિકાએ શોકયના ભણી ઇસારો કર્યાથી તેને ઘેર રાત ગાળ્યાનો

---

* तद्वृत्तान्तविदीक्षणे कृतमनस्कारो પાઠ शृङ्गारदीपिकाની લિખિત પ્રત ઉપરથી લીધો છે તેમા અજ્ઞાન લેખકે તો ભૂલ તેમ જ ટીકામાં रसिकसंजीवनीનો कृतनमस्कारो જ પાઠ આપ્યો છે તે ભ્રાંતિમૂલક છે, એ शृङ्गारदीपिकाમા कृतस्मृति પર્યાય આપ્યો છે તે ઉપરથી જણાઈ છે જુઓ अमरकोश ।, चिन्ताभोगो मनस्कार ।

આરોપ છે નાયકે માથું ધૂણાવ્યાથી આરોપ ઇનકાર કર્યાનો આક્ષેપ છે ભેદુ સખી ભણી દૃષ્ટિ કર્યાથી નાયિકાએ સાક્ષી બતાવી આરોપનો પુરાવો આપ્યાનો ભાવ છે નાયક આભો બન્યાથી વાંક કબૂલ કર્યાનો અર્થ નીકળે છે નાયિકાનૂ મ્હો રાતૂ થયાથી કોપનો આવિર્ભાવ ઊપજે છે નાયિકાને પગે દૃષ્ટિ નમાવ્યાથી ક્ષમા માગ્યાનો અભિપ્રાય સ્ફુરે છે છેલ્લી પંક્તિમા વ્યલીકકૃત ઈર્ષ્યામાનમોક્ષક કોપની શાંતિ ગમ્યમાન છે પિયુના વાંક રૂપી આલંબનથી અને ઇનકાર જવારૂપ ઉદ્દીપનથી પ્રગટેલો કોપ, સખી સામી દૃષ્ટિ તથા લાલચોળ મ્હો આદિ અનુભાવથી પ્રકાશિત બની, નમન ઉપાયના લાક્ષણિક પ્રયોગે નરમ પડી, વડીલો પાસે હોવારૂપ પ્રબળ કારણ ભેગૂ ભળવાથી શમે છે નાટ્યશાસ્ત્રમાં કહેની વિભ્રાન્તા દૃષ્ટિનૂ અહીં નિરૂપણ છે આ ચેષ્ટા કૃત માન નર્મે છે कुवलयानन्दमां ચેષ્ટાખ્યાપિત શબ્દ પ્રમાણ અનંકારના દૃષ્ટાંત તરીકે આ શ્લોક આપ્યો છે શાર્દૂલવિક્રીડિત છંદ

कान्ते सागसि यापिते प्रियसखीवेष विधायागते
भ्रान्त्यालिङ्ग्य मया रहस्यमुदित त सगमाकाङ्क्षया ।
मुग्ध दुष्करमेतदित्यतितमामुक्त्वा सहास बला-
दालिप्य च्छलितास्मि तेन कितवेनाद्य प्रदोषागमे ॥ ४१ ॥

વાંકે કાઢીં મૂકેલ વલ્લભ સખીવેષે વળી આવતાં
જાણ્યો મેં પિયુનો સમાગમ ભૂલે ભેટી અધીરાઈમા,
'મુગ્ધે ! તૂ અતિ એહ દુષ્કર વદે ' એવૂ કહી બાથમા
ભીડી ઝટ્ હસી પડી છળીં મને સાંજે શઠે આજ હા ! ૪૧

વલ્લભ-વ્હાલો ભૂલે—આ સખી જ છે એવી ભ્રાંતિથી દુષ્કર-મુશ્કેલ

અહીં પિયુના વાંકને લીધે ઉત્પન્ન થયેલા ઈર્ષ્યાકોપને દબાવી દઈ ઔત્સુક્ય નામે પ્રબળ સંચારી ભાવ ઉદય પામી મોહ આદિ સહ-

કારીથી પુષ્ટ બની સમાગમ જ્ઞયત્વરૂપ કાર્યથી પ્રતીત થાય છે; તે પિયુના હઠાલિંગનથી ઉદ્દીપિત બની વૈમનસ્યકૃત ઈર્ષ્યામાનાંતર સંભોગ શૃંગારમાં પર્યવસાન પામે છે. માન વીસરાવવા રસાંતર નામે ઉપાયનો પ્રયોગ છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ નામે અંગ છે. અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

तस्याः सान्द्रविलेपनस्तनयुगप्रश्लेषमुद्राङ्कितं
किं वक्षश्चरणानतिव्यतिकरव्याजेन गोपाय्यते ।
इत्युक्ते क्व तदित्युदीर्य सहसा तत्संप्रमार्ष्टुं मया
साश्लिष्टा रभसेन तत्सुखवशात्तस्याश्च तद्विस्मृतम् ॥ ४२ ॥

'વ્હાલીના કુચકેરી ચંદનમયી છે છાપ છાઈ ઉરે,
તે પાયે પડી કાં મિષે તૂં મુજથી છુપાવવાનૂ કરે?'
કૂહેતાં એમ 'શું, શું ? કહીં, કહીં ?' વદી લેવા લૂંછી મેં છળે
તન્વી લીધ ભીડી ભુજે, બૂડી સુખે તે એ લૂંછી તે પળે. ૪૨

પિયુ રાત્રિએ અવાસે ન આવવારૂપ આલંબનથી ઊપજેલો નાયિકાનો ઈર્ષ્યાકોપ પિયુની છાતીએ લાગેલી શોક્યના સ્તનની છાપ રૂપી ઉદ્દીપનથી માર્મિક વાણીરૂપ અનુભાવ દ્વારા ભભુકી ઊઠી ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનો પોષક બની પ્રિયતમના દૃઢ આલિંગનથી પ્રગટતા હર્ષ નામે પ્રબળ વિરોધી સંચારી ભાવને લીધે શાંતિ પામે છે. તેથી આ ભાવશાંતિનો દૃષ્ટાંત બને છે. અહીં वात्स्यायनसूत्रमां કહેલા स्तनालिङ्गनની પરંપરા નિરૂદિષ્ટ છે. એને कण्ठसूत्र પણ કહે છે. નમન ઉપાય નિષ્ફળ જતાં રસાંતરનો પ્રયોગ છે. મન્યુકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારથી સંસૃષ્ટ સ્પર્શનાત્મક સંભોગ શૃંગારનું અહીં નિરૂપણ છે. પૂર્વાર્ધમાં વાણીકૃત માન નર્મ છે, ને ઉત્તરાર્ધમાં

નર્મગર્ભ છે. અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. નાયિકા ધીરાધીરા ખંડિતા અને નાયક ધૃષ્ટ છે. શાર્દૂલવિક્રીડિત ૭૯.

लीलातामरसाहतोऽन्यवनितानिःशङ्कदष्टाधरः
प्रेयान् केसररूषितेक्षण इव व्यामील्य नेत्रे स्थितः ।
मुग्धा कुड्मलिताननेन ददती वायुं स्थिता तत्र सा
भ्रान्त्या धूर्ततया तदा नतिमृते तेनानिशं चुम्बिता ॥ ४३ ॥

ઓઠે દંત સપત્નીના નિરખીને પદ્મે હણ્યાં રીસે,
'હાં હાં ! આંખ વિશે પડી રજ' કરી ઊભો બીડી નેન તે;
ત્યાં મુગ્ધા ગઈ ફૂંકવા કમળના દોડા સરીખે મુખે;
એવે કંપતી કામિની વણનમ્યે ચૂમી ઠગારે મુખે. ૪૩

પદ્મ૦—નાયિકા ગુસ્સે થઈ હાથમાંના કમળથી જરા પ્રહાર કર્યાં. રજ–કમળના પરાગની ભૂકી. વણનમ્યે–પગે પડ્યા વગર, નમન ઉપાય વિના.

આ પ્રૌઢા અધીરા ખંડિતા નાયિકા અને ધૃષ્ટ નાયકના ભેળા-પનો પ્રસંગ છે. અધર ઉપર દંશ જોવાથી ઉદ્દીપિત મનનો ઈર્ષ્યાકોપ કમળના પ્રહારરૂપ અનુભાવથી પ્રકાશિત થાય છે. તેને રજ ફૂંકવારૂપ અનુભાવથી પ્રકટિત શંકા નામે સંચારી ભાવ દબાવી દે છે. તેવે ઓસાભાવની મુગ્ધતાનો લાભ લેઈ નાયક ચુંબન કાર્યથી માન વીસ-રાવે છે. તેથી રસાંતર નામે ઉપાયના પ્રયોગનો આ દૃષ્ટાંત બને છે. પ્રેમનસ્પૃષ્ટ ઈર્ષ્યામાનાંતર સંભોગ શૃંગાર છે. કૈશિકી વૃત્તિ. નર્મગર્ભ અંગ છે. શાર્દૂલવિક્રીડિત ૮૯.

परिम्लाने माने मुखशशिनि तस्याः करधृते
मयि क्षीणोपाये प्रणिपतनमात्रैकशरणे ।

तया पक्ष्मप्रान्तव्रजपुटनिरुद्धेन सहसा
प्रसादो बाष्पेण स्तनतटविशीर्णेन कथितः ॥ ४४ ॥

ગયે સૌ ઉપાયો વિફળ લટીં હું પાય પડતાં,
ધૂંમાઈ રોષાગ્નિ વિકટ કજળ્યે, વક્ત્ર કરમાં
ધરી, પક્ષ્મોમાથી ગરીં /કુચતટે ખંડિત થતા
ઊન્હા આસુંડાએ રીઝ સલૂણી એ સૂચવી તદા ૪૪

ઉપાય—સામ, દાન, ભેદ, ઉપેક્ષા, રસાંતર અને નમન, એ ૭ માન દૂર કરવાના પ્રકાર, અહીં તો 'સૌ' શબ્દથી માત્ર પહેલા પાચ પ્રકારના ઉપાય અભિપ્રેત છે છેલ્લા નમનનો ઉપક્રમ આગળ કહેવામા આવે છે વિફળ-નિષ્ફળ ધૂમાઈ૦-ઉગ્ર રોષ રૂપી અગ્નિ ખૂબ ધુંધવાઈને પોતાની મેળે જ કજળતાં, મતલબ કે રોષનો ગુસ્સો સ્વાભાવિક રીતે જ નરમ પડતા વક્ત્ર કરમાં ધરી-હાથેળી ઉપર મ્હો મૂકી પક્ષ્મ-પાંપણના વાળ કુચતટે૦-સ્તનની બાજુ ઉપર અથડાઈ એકદમ ચૂરેચૂરા થઈ જતા ઊન્હા આંસુથી રીઝ જણાવી

અહીં આરભમા સામ દાન આદિ ઉપાય નિષ્ફળ જવારૂપ કાર્યથી પ્રચડ ઈર્ષ્યાકોપ દ્વારા વિપ્રિયકૃત ઈર્ષ્યાનાત્મક વિપ્રલભનો નિર્દેશ છે બીજા ચરણમા કોપની અપક્ષીયતે અવસ્થા અને ત્રીજા ચોથામા નશ્યતિ અવસ્થા બતાવી છે. હાથેળી ઉપર મ્હો મૂકવારૂપ અનુભાવ ચિંતા નામે સચારી ભાવ સૂચવે છે. ઉત્તરાર્ધમાં અશ્રુપાતાદિ અનુભાવ અપચય પામતા કોપની શાંતિ જણાવે છે કુચના સબધમા તટ અને ખડિત શબ્દ વાપર્યાથી વિસ્તાર અને કાઠિન્યનો ધ્વનિ ઊપજે છે અહીં માધુર્ય નામે નાટ્યાલકાર પણ છે આ નર્મસ્ફોટ અગનો દૃષ્ટાંત છે સ્વાભાવિક રીતે રોષ શમવારૂપ કારણાતરના યોગથી નમનસાધ્ય અનુનય રૂપી કાર્ય સુકર બને છે, માટે સમાધિ અલકાર છે શિખરિણી ૭૬

एकस्मिञ्शयने विपक्षरमणीनामग्रहे मुग्धया
सद्यःकोपपराङ्मुखं ग्लपितया चाटूनि कुर्वन्नपि ।
आवेगादवधीरितः प्रियतमस्तूर्ष्णीं स्थितस्तत्क्षणं
मा भून्म्लान इवेत्यमन्दवलितग्रीवं पुनर्वीक्षितः ॥ ४५ ॥

સ્વામી નામ સપત્નીનૂ લવીં જતાં સેજે જ ખીજી પૂરી
પાસૂ ફેરવીં સૂતીં શૂન્ય શયને તન્વંગીં રોષે ભરી;
તેને રીઝવવા મથી બહુ રહે જ્યાં મૌન નેહી તહી
'રૂઠયા શું પિયુજી ?' કરી ઝટ જુએ તે વાંકૂં વાળી સહી ૪૫

અહીં વાક્ વાળી જોવારૂપ અનુભાવથી પ્રતીત થતા ઔત્સુક્ય નામે સંચારી ભાવના ઉદયનૂ નિરૂપણ છે સ્વામી રખે રૂઠયા હોય એવી ચિંતા સહકારી છે. 'ઝટ' શબ્દથી દ્યોતિત ત્વરા ઔત્સુક્યનો અતિશય સૂચવે છે પૂર્વાર્ધમા શોક્યનૂ નામ લેવાથી ઉત્પન્ન થએલા વૈમનસ્યકૃત ઇર્ષ્યાકોપને શમાવવા ત્રીજા ચરણમાં પ્રથમ સામ અને તે નિષ્ફળ ગયે ઉપેક્ષાનો પ્રયોગ દર્શાવ્યો છે નાટ્યશાસ્ત્રમા કહેલી શંકિતા દૃષ્ટિ અહીં નિર્દિષ્ટ છે, નાયિકા મુગ્ધા અને નાયક શઠ છે મેળોગ નર્મ છે શાર્દૂલવિક્રીડિત ७૯

कथमपि कृतप्रत्यासत्तौ प्रिये स्खलितोत्तरे
विरहकृशया कृत्वा व्याजं प्रकाल्पितमश्रुतम् ।
असहन–सखी–श्रोत्र–प्राप्ति–प्रमाद–ससंभ्रमं
विवलितदृशा शून्ये गेहे समुच्छ्वसितं पुन ॥ ४६ ॥

રખરખીં કયમે પામી મેળો, પિયુજે કથા વિશે
કંઇ લવીં જતા ત્રે'ના ત્રાસે ન સુણ્યૂં કરી મિષે,
અધીરડીં સખીકેરે કાને ચડયાનીં ચૂકે ભયે
તરલ નયને ભાળી તન્વી લહે કળ નિર્જને ४૬

લોલ-કંપતા. બાહુલતિકાપાશે—હાથ રૂપી નાજુક વેલના પાશથી.

અહીં ' લોલ ' શબ્દથી વેપથુ નામે સાત્ત્વિક ભાવ લક્ષિત છે. બાહુ વિશે લતિકાના આરોપથી દુ:સહ વિરહના દુ:ખને લીધે કૃશતા દર્શાવી છે. ' સખી સમક્ષ ' પદથી, સખીઓ અત્યાર સુધી માનતી ન હતી, એમ જણાવ્યું છે. ' આછા અધૂરા સ્વરે ' એ શબ્દોએ વૈસ્વર્ય અને વાક્સ્તંભ નામે સાત્ત્વિક ભાવ સૂચવ્યા છે. 'આંસુ ગરી' એ પદોથી કોપના પરિત્યાગનો અનુભાવ બતાવ્યો છે. અહીં ' પાછું આવું ? ' શબ્દોએ ધ્વનિત શોક્યના નખના ડખ વગેરે આલમ્બનથી અને ઇનકાર જવારૂપ ઉદ્દીપનથી ઊપજેલા, વાક્સ્તંભ વૈસ્વર્ય આદિ સાત્ત્વિક ભાવ અને અમર્ષ નામે સંચારી ભાવ સહકારી બનવાથી ખીલેલા બંધન તાડન આદિ અનુભાવથી પ્રકાશતા ઈર્ષ્યાકોપે કરીને વ્યલીકકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર પ્રકટતાં જ, પ્રેમાતિશય રૂપી આલમ્બન અને સંધ્યાસમય-વિરહનો ત્રાસ-આદિ ઉદ્દીપનથી વિકસતા, સાત્ત્વિક કંપ આદિ અનુભાવથી પ્રતીત થતા ઔત્સુક્ય નામે સંચારી ભાવને લીધે અશ્રુપાતથી કોપના પરિત્યાગની સાથે સંભોગ શૃંગારરૂપે પર્યવસાન પામે છે. માનાત્મક વિપ્રલંભના પોષણને અર્થે બાહુને લતાપાશનું રૂપક આપી તેટલેથી જ અટકી કવિએ કાવ્યમાર્ગમાં પોતાની કુશળતા બતાવી છે[1]. તેની સાથે અંગિભૂત રતિનો વિરોધી જે અમર્ષ તે ઊપજાવી તત્ક્ષણ જ રતિને ઉચિત જે ઈર્ષ્યા ઔત્સુક્ય આદિ ભાવ તેનું અનુસંધાન કરી દીધું છે, તે પણ ચમત્કારી છે. અહીં નાયક ધૃષ્ટ અને નાયિકા પ્રૌઢા અધીરા છે. વાણી અને ચેષ્ટાકૃત માન નર્મ છે વિશેષોક્તિ અલંકાર પ્રતીયમાન હોવાથી આ અલંકારધ્વનિનો દૃષ્ટાંત બને છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

---

૧ રૂપક ખીલવ્યું હોત, તો બેડીને કારાગૃહપંજર અને નાયિકાને વ્યાધવધૂ (વાગરણ) કહેવા વારો આવત, જેથી ભારે વૈરસ્ય ઊપજત, ધ્વન્યાલોક, પૃ. ૯૩, ટીકા.

यातै गोत्रविपर्यये श्रुतिपथं शय्यागतायाश्चिरं
निध्यातं परिवर्तन हृदि पुन. प्रारब्धमङ्गीकृतम् ।
भूयस्तत्प्रकृतं कृतं च शिथिलाक्षिप्तैकदोर्लेखया
तन्वङ्ग्या न तु पारितस्स्तनभरः क्रष्टुं प्रियस्योरस.[1]॥४८॥

પિયુ કાંઇ લવી ગયે શયનમાં રીસે ભરી પ્યારીએ
ચોકી ચિંતવી ચિત્ત પૂંઠ કરવી, નિર્ધારી આરંભી એ,
કીધી એ કંઇ તે લઈ કરલતા સંકેલી ઢીલી ક્યમે,
વ્હાલાના ઉરથી પરંતુ કુચ તો ના લૈ શકી તન્વી તે. ૪૮

કાંઇ લવી ગયે–શોકયનૂં નામ દઈ બોલાવતા ચોકી–ચમકીને ચિંતવી પૂઠ કરવી–પૂઠ કરીને સૂવાનો વિચાર કર્યો

પૂર્વે અનેક વાર વીસારી મૂકી શોકયને ત્યા સમય ગાળવારૂપ આલમ્બનને લીધે અને હાલ શોકયના નામે બોલાવવારૂપ ઉદ્દીપનને લીધે પ્રગટતા વચનસ્પષ્ટ ઈર્ષ્યાકોપની, ‘પૂઠ કરવી ચિંતવી’ ‘નિર્ધારી’ ‘આરંભી’ અને ‘તે કંઇ કીધી એ’ એવાં વાકયોથી પ્રતીત થતી ઉદયાવસ્થાનૂ અહીં ચમત્કારી નિરૂપણ છે ‘પિયુ’ અને ‘વ્હાલો’ એ પદોમા નાયક પ્રત્યે નાયિકાના અત્યત પ્રેમનો ધ્વનિ છે ‘તન્વી’ તથા ‘કરલતા’ એ કૃશતાવાચક પદથી પૂર્વે અનેક વાર શોકયને ત્યાં સમય ગાળ્યાથી પ્રિયતમના વિરહને લીધે નાયિકા

---

૧ અસલમાં ત્રીજા ચરણમા वलिताक्षिप्तैक છે, તથા ચોથામા मानिन्या न तु છે ઉપર જે પાઠ આપ્યા છે, તે પૈકી ત્રીજા ચરણનો शिथिलाक्षिप्तैक પાઠ ध्वन्यालोकलोचनમા આપેલા शिथिलक्षिप्तैक પાઠ ઉપરથી કલ્પ્યો છે, અને ચોથા ચરણનો तन्वङ्ग्या न तु પાઠ તો ध्वन्यालोकलोचननो જ છે

કાર્ય થઈ રહ્યાનો ભાવ સૂચવ્યો છે. 'ઢીલી કરલતા કયમે સંદેલી કંઇ પૂંઠ કીધી એ' એ વાક્યથી અને 'વ્હાલાના ઉરથી કુચ તો ના લેઈ શકી' એ વાક્યથી અત્યંત પ્રેમ સૂચવનાર ઔત્સુક્ય અને વિરહનો ત્રાસ દર્શાવનાર શંકા એ બે ભાવો અનુક્રમે પ્રદર્શિત છે. ઔત્સુક્ય અને શંકા રૂપી પ્રતિબંધક ભાવો કોપ વધતો અટકાવી અંકુર અવસ્થામાં રહેતા તેના ઉદયને સવિશેષ રમણીય કરે છે. અહીં કૈશિકી વૃત્તિનું નર્મસ્ફોટ અંગ છે. પર્યાય અને વિશેષોક્તિની સંસૃષ્ટિ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

त्वं दृष्ट्वा करजक्षतं मधुमदक्षीबाविचार्येर्ष्यया
गच्छन्ती क नु गच्छसीति विधृता बाला पटान्ते मया ।
प्रत्यावृत्तमुखी सबाष्पनयना मां मुञ्च मुञ्चेति सा
कोपप्रस्फुरिताधरा यदवदत् तत् केन विस्मर्यते ॥४८॥

પંડે ડંખ દીધેલ જે નખથકી તે મદ્ય પી વીસરી
રીસાઈ-તર્જીને જતાં 'રસિકડી ! ક્યાં જાય છે ?' ઊચરી
રોકતાં નયને ભીંને ફફડતે ઓઠે વદી જે તહીં
આડું જોઈ 'મુ-મૂ-મૂકો, ન-નહિ નો', તે શે ભૂલાએ સહી?૪

અહીં પોતે દીધેલા નખના ડંખ વિશે શોક્યે દીધેલા નખની ભ્રાંતિ થવી તે આલમ્બન છે; અને મદ ઉદ્દીપન છે. તેથી પ્રગટેલા કોપનો ઉદય પિયુને તજી જવારૂપ અનુભાવથી પ્રકાશિત છે. સંચારી ભાવરૂપે પ્રદર્શિત કોપ પિયુની તર્જના, અધરકંપ, અને અશ્રુસ્તંભ રૂપી કાર્યથી ખીલી વૈમનસ્યકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારરૂપે પરિણામ પામે છે વાણી તથા ચેષ્ટાકૃત માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ

कपोले पत्राली करतलनिरोधेन मृदिता
निपीतो निःश्वासैरयममृतहृद्योऽधररसः ।

मुहुः कण्ठे लग्नस्तरलयति बाष्पः स्तनतटं
प्रियो मन्युर्जातस्तव निरनुरोधे न तु वयम् ॥ ५० ॥

કરે લૂછી લેખા મલયજતણી ગાલ પરની,
અમી ચૂસી ચૂસી સકળ સિસકારે અધરની,
ગળે ભાઝી દૂમે કુચ દમી રહી રોષ જ, અલી,
બન્યો વ્હાલો; વ્હાલો તવ નવ હું વ્હાલો જ, ઠસીલી! ૫૦

લેખા–પત્રલેખા, સુશોભિત લેપ. મલયજ–મલયાગરુ ચંદન.

અહીં શ્લેષના બળથી ચુંબન આદિક પ્રિયજનના ધર્મ રોષમાં આરોપિત છે. પહેલા ચરણમાં લમણે હાથ દીધાથી ચિંતાનું, બીજા ચરણમાં નિઃશ્વાસને લીધે અધરના વૈવર્ણ્યનું ને શોષથી નિર્વેદનું તથા ત્રીજા ચરણમાં દૂમો ભરાયાથી કુચના કંપે કરીને આવેગનું સૂચન છે. એ સહુ પિયુ પ્રત્યેની અવગણનાથી પ્રતિત થતા વિપ્રિયકૃત ઈર્ષ્યાકોપના સહકારી થઈ નિઃશ્વાસ વૈવર્ણ્ય આદિ સાત્ત્વિક ભાવના સંગમાં, ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ જે અહીં અંગી છે, તેને ખીલાવે છે. કાવ્યલિંગ, શ્લેષ અને વ્યસ્ત રૂપકનો સંકર છે, તે રસધ્વનિનું અંગ બની વિપ્રલંભને સવિશેષ શોભાવે છે. આથી सरस्वतीकण्ठाभरणમાં પ્રસ્તુત શ્લોક રસપ્રધાન રસાલંકારસંકરના દૃષ્ટાંત તરીકે આપ્યો છે. નાયિકા મધ્યા ધીરાધીરા છે. વેષ અને ચેષ્ટાકૃત માન નર્મ છે. શિખરિણી છંદ.

लिखन्नास्ते भूमिं बहिरवनतः प्राणदयितो
निराहाराः सख्यः सततरुदितोच्छूननयनाः ।
परित्यक्तं सर्वं [1]ललितपठितं पञ्जरशुकै-
स्तवावस्था चेयं विसृज कठिने मानमधुना ॥ ५१ ॥

૧ અસલમાં हसित છે. ललित પાઠ કલ્પિત છે.

કાઈ થઈ રહ્યાનો ભાવ સૂચવ્યો છે 'ઢીલી કરલતા કંપમે સદૈવ કઇ પૃઠ કીધી એ' એ વાક્યથી અને 'વ્હાલાના ઉરથી કુચ તે ના લેઈ શકી' એ વાક્યથી અત્યંત પ્રેમ સૂચવનાર ઔત્સુક્ય અને વિરહનો ત્રાસ દર્શાવનાર શંકા એ બે ભાવો અનુક્રમે પ્રદર્શિત છે. ઔત્સુક્ય અને શંકા રૂપી પ્રતિબંધક ભાવો કોપ વધતો અટકાવી અંકુર અવસ્થામાં રહેતા તેના ઉદયને સવિશેષ રમણીય કરે છે અહીં કૈશિકી વૃત્તિનૂ નર્મસ્ફોટ અંગ છે. પર્યાય અને વિશેષોક્તિની સંસૃષ્ટિ છે. શાર્દૂલવિક્રીડિત છંદ

स्वं दृष्ट्वा करजक्षतं मधुमदक्षीबाविचार्येर्ष्यया
गच्छन्ती क्व नु गच्छसीति विधृता बाला पटान्ते मया ।
प्रत्यावृत्तमुखी सबाष्पनयना मा मुञ्च मुञ्चेति सा
कोपप्रस्फुरिताधरा यदवदत् तत् केन विस्मर्यते ॥४८॥

પંડે ડંખ દીધેલ જે નખથકી તે મધ પી વીસરી
રીસાઈ-તજીને જતાં 'રસિકડી ! ક્યાં જાય છે ?' ઊચરી
રોકતાં નયને ભીંને ફફડતે ઓઠે વદી જે તહીં
આડૂ જોઈ 'મુ-મૂ-મૂકો, ન-નહિ નો', તે શે ભૂલાએ સહી? ૪

અહીં પોતે દીધેલા નખના ડંખ વિશે શોક્યે દીધેલા નખની ભ્રાંતિ થવી તે આલંબન છે, અને મદ ઉદ્દીપન છે તેથી પ્રગટેલા કોપનો ઉદય પિયુને તજી જવારૂપ અનુભાવથી પ્રકાશિત છે. સંચારી ભાવરૂપે પ્રદર્શિત કોપ પિયુની તર્જના, અધરકંપ, અને અશ્રુસ્તંભ રૂપી કાર્યથી' ખીલી વૈમનસ્યકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારરૂપે પરિણામ પામે છે વાણી તથા ચેષ્ટાકૃત માન નર્મ છે શાર્દૂલવિક્રીડિત છંદ

कपोले पत्राली करतलनिरोधेन मृदिता
निपीतो निःश्वासैरयममृतहृद्योऽधररदः ।

मुहुः कण्ठे लग्नस्तरलयति बाष्पः स्तनतटं
प्रियो मन्युर्जातस्तव निरनुरोधे न तु वयम् ॥ ५० ॥

કરે લૂછી લેખા મલયજતણી ગાલ પરની,
અમી ચૂસી ચૂસી સકળ સિસકારે અધરની,
ગળે બાઝી દૂમે કુચ દમીં રહી રોષ જ, અલી,
બન્યો વ્હાલો; વ્હાલો તવ નવ હૂં વ્હાલો જ, ડસીલી! ૫૦

લેખા-પત્રલેખા, સુશોભિત લેપ. મલયજ-મલયાગરુ ચંદન.

અહીં શ્લેષના બળથી ચુંબન આદિક પ્રિયજનના ધર્મ રોષમાં આરોપિત છે. પહેલા ચરણમાં લમણે હાથ દીધાથી ચિંતાનું, બીજા ચરણમાં નિઃશ્વાસને લીધે અધરના વૈવર્ણ્યનું ને શોષથી નિર્વેદનું તથા ત્રીજા ચરણમાં દૂમો ભરાયાથી કુચના કંપે કરીને આવેગનું સૂચન છે. એ સહુ પિયુ પ્રત્યેની અવગણનાથી પ્રતિત થતા વિપ્રિયકૃત ઈર્ષ્યાકોપના સહકારી થઈ નિઃશ્વાસ વૈવર્ણ્ય આદિ સાત્વિક ભાવના સંગમાં, ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ જે અહીં અંગી છે, તેને ખીલાવે છે. કાવ્યલિંગ, શ્લેષ અને વ્યસ્ત રૂપકનો સંકર છે, તે રસધ્વનિનું અંગ બની વિપ્રલંભને સવિશેષ શોભાવે છે. આથી सरस्वतीकण्ठाभरणમાં પ્રસ્તુત શ્લોક રસપ્રધાન રસાલંકારસંકરના દૃષ્ટાંત તરીકે આપ્યો છે. નાયિકા મધ્યા ધીરાધીરા છે. વેષ અને ચેષ્ટાકૃત માન નર્મ છે. શિખરિણી છંદ.

लिखन्नास्ते भूमिं बहिरवनतः प्राणदयितो
निराहाराः सख्यः सततरुदितोच्छूननयनाः ।
परित्यक्तं सर्वं [1]ललितपठितं पञ्जरशुकै-
स्तवावस्था चेयं विसृज कठिने मानमधुना ॥ ५१ ॥

૧ અસલમાં हसित છે. ललित પાઠ કલ્પિત છે.

કાંઈ થઈ રહ્યાનો ભાવ સૂચવ્યો છે. 'ઢીલી કરલતા કયમે સંકેલી કઇ પૃઠ કીધી એ' એ વાક્યથી અને 'વ્હાલાના ઉરથી કુચ તો ના લેઈ શકી' એ વાક્યથી અત્યંત પ્રેમ સૂચવનાર ઔત્સુક્ય અને વિરહનો ત્રાસ દર્શાવનાર શંકા એ બે ભાવો અનુક્રમે પ્રદર્શિત છે. ઔત્સુક્ય અને શંકા રૂપી પ્રતિબંધક ભાવો કોપ વધતો અટકાવી અંકુર અવસ્થામાં રહેતા તેના ઉદયને સવિશેષ રમણીય કરે છે અહીં કૈશિકી વૃત્તિનું નર્મસ્ફોટ અંગ છે. પર્યાય અને વિશેષોક્તિની સંસૃષ્ટિ છે. શાર્દૂલવિક્રીડિત ૭૬.

स्वं दृष्ट्वा करजक्षतं मधुमदक्षीबाविचार्येर्ष्यया
गच्छन्ती क नु गच्छसीति विधृता बाला पटान्ते मया।
प्रत्यावृत्तमुखी सबाष्पनयना मां मुञ्च मुञ्चेति सा
कोपप्रस्फुरिताधरा यदवदत् तत् केन विस्मर्यते ॥४८॥

પંડે ડંખ દીધેલ જે નખથકી તે મદ્ય પી વીસરી
રીસાઈ–તર્જીને જતાં 'રસિકડી ! ક્યાં જાય છે ?' ઊચરી
રોકતાં નયને ભરીને ફફડતે ઓઠે વદી જે તહીં
આડૂ જોઈ 'મુ–મૂ–મૂકો, ન–નહિ નો'; તે શે ભૂલાએ સહી ? ૪૮

અહીં પોતે દીધેલા નખના ડંખ વિશે શોકયે દીધેલા નખની ભ્રાંતિ થવી તે આલંબન છે, અને મદ ઉદ્દીપન છે. તેથી પ્રગટેલા કોપનો ઉદય પિયુને તજી જવારૂપ અનુભાવથી પ્રકાશિત છે. સંચારી ભાવરૂપે પ્રદર્શિત કોપ પિયુની તર્જના, અધરકંપ, અને અશ્રુસ્ત્રાવ રૂપી કાર્યથી ખીલી વૈમનસ્યકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારરૂપે પરિણામ પામે છે વાણી તથા ચેષ્ટાકૃત માન નર્મ છે શાર્દૂલવિક્રીડિત ૭૬

कपोले पत्राली करतलनिरोधेन मृदिता
निपीतो निःश्वासैरयममृतहृद्योऽधररसः ।

पादासक्ते सुचिरमिह ते वामता कैव मुग्धे
मन्दारम्भे प्रणयिनी जने कोऽपराधोपरोध ।
इत्थं तस्या परिजिजनकथाकोमले कोपवेगे
बाष्पोद्भेदैस्तदनु सहसा न स्थित न प्रवृत्तम् ॥ ५३ ॥

'લોટે પાયે પડી પિયુ, અહા તેહ શૂ રાઢ કેવી ?
બોલે ના એ મુખથી કંઇ, ને કેડ શી એની લેવી ?'
એવા વેણો સુણી સહીતણાં રોષ કૂંળો પડતા
આંસુ સાંસા મહીં સલૂણીના ના વહ્યા ના રહ્યા વા. ૫૩

રાઢ-રૂસણું, આડાઈ કેડ લેવી-ખોતરડા કાઢ્યા કરવા બોલે ના એ૰-વાત વધી ન પડે અને કઇ કરતા એ રોષ શમે, એ વિચારથી પોતાનો બચાવ પિયુ કરતા નથી તે છતા એ

અહીં આસુ થભી રહેવારૂપ અનુભાવથી કોપ હજુ કઇ અવશિષ્ટ છે એમ સૂચવ્યૂ છે, તેથી કરીને सरस्वतीकण्ठाभरण જેને ભાવશેષ કહે છે તેનૂ આ ઉદાહરણ બને છે માન દૂર કરવા નમન અને સામનો પ્રયોગ છે વિપ્રિયકૃત ઇર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃગારનૂ અહીં નિરૂપણ છે માન નર્મ છે કાવ્યલિંગ અલકાર છે મદાક્રાંતા વૃત્ત

असद्वृत्तो नायं न च खलु गुणैरेष रहित
प्रियो मुक्ताहारस्तव चरणमूले निपतित ।
गृहाणेम मुग्धे नय च निजकण्ठप्रणयिता–
मुपायो नास्त्यन्यस्तव हृदयसतापशमने[1] ॥ ५४ ॥

१ અસયમાં नय च ने બદલે व्रजतु છે. નવો પાઠ કલ્પિત છે

અલી ! આ રૂડેરો વિમળ ગુણવાળો પ્રિય પગે
પડ્યો, જો, આ–હારે તરછટ તજી દીધ સુભગે !
છબીલી ! તે કંઠે ધરી જ લપટાવ્યો ઉર ઘટે,
વિના તે ના ઘેલી ! હૃદયતણી તપ્તિ તુજ મટે. ૫૪

વિમળ–[1]નિર્મળ, ઉજ્જ્વળ; દૂષણરહિત. ગુણ–[1]દોરી, ગાંઠણ, [2]શોભા, વિલાસ, માધુર્ય, ગાંભીર્ય, ધૈર્ય, તેજ લલિત, અને ઔદાર્ય એ નાયકના આઠ સાત્વિક ગુણ આ–હાર=[1]આ મોતીની માળા, [2]ખોરાક, ખાવૂ પીવૂ. કંઠે ધરી–[1]ગળે ધારણ કરી; [2]કોટી કરી, ભેટી

રીસાયલી નાયિકાને મનાવવા મોતીનો હાર ચરણે નિવેદન કરી નાયક નાયિકાને પગે પડે છે, તે વખતે આગમયથી સાધી ગયેલી સખીનુ નાયિકા પ્રત્યે આ બોલવું છે. અહીં 'પ્રિય' શબ્દથી તારે એના વગર નહિ ચાલે એમ સૂચવ્યૂ છે. 'વિમળ ગુણવાળો' એ શબ્દોએ ઉભયનૂં સ્પૃહણીયત્વ બતાવ્યૂ છે. 'રૂડેરો' શબ્દથી એ ઉપેક્ષાને લાયક નથી એમ જણાવ્યૂ છે. માનકૃત સંતાપ અને કામજ્વરનો તાપ મોતીના હાર આદિ શીતોપચારથી અને પ્રિયતમના આલિંગનથી શમે એ સુપ્રસિદ્ધ છે. ઉરના તાપના નિરૂપણથી નાયિકાના વૈમલ્યનો આક્ષેપ છે વિરહથી વિહ્વળ છતાં, વ્હાલા સામી દૃષ્ટિ નથી કરતી; માટે નાયિકાને ઘેલી કહી છે.

અહીં મોતીના હારનો અને પિયુનો બંને વૃત્તાંત પ્રસ્તુત હોવાથી શ્લેષના બળથી પ્રગટતો ઉપમા અલકાર ગમ્યમાન છે, જેથી શબ્દશક્તિમૂલક અલંકારધ્વનિનો આ દૃષ્ટાંત બને છે. વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. માન મૂકાવવા ભેદ, દાન અને નમનનો સામટો પ્રયોગ છે. માન નર્મ છે. શિખરિણી છંદ

निःशेषच्युतचन्दनं स्तनतटं निर्मृष्टरागोऽधरो
नेत्रे दूरमनञ्जने पुलकिता तन्वी तवेयं तनुः ।

मिथ्यावादिनि दूति बान्धवजनस्याज्ञातपीडागमा[१]
वापीं स्नातुमितो गतासि न पुनस्तस्याधमस्यान्तिकम् ॥५२॥

નેત્રાંતે નવ અંજને, કુચતટે ના ચંદને રચ્ય, ને
લાલી ના અધરે રહ્યે, તનુ તને રોમાંચ છાયાં જ છે,
જા જા જૂઠડી દૂતી! તે અધમની પાસે ગઈ ના, અને
કુંડે તૂ જઈ ન્હાઈ આવી ન ગણી બંધુની પીડા ઉરે! ૫૫

પિયુને તેડવા મોકલેલી પિયુ સાથે રમીને આવેલી દૂતી પ્રત્યે વિદગ્ધ ખંડિતા નાયિકાનૂ આ કહેનૂ છે 'બહેન! હૂ લાલાજી પાસે જઈ આવી, મેં તેમને બહુ બહુ કહ્યૂ પણ તે ન આવ્યા'—આવૂ આવૂ જૂઠ બોલી સમજાવનારી દૂતી! તારે ન્હાવાનો વખત વીતી જતો હોવાથી, હૂ આગલી વિરહવેદનાથી પીડાતી છતાં પણ, તું પરભારી જઈ કુંડમાં ન્હાઈ આવી, અને બીજાના દુઃખને ન દેખનારા તે દુષ્ટની પાસે ન ગઈ! કેવી સ્વાર્થી! સખી હોય તે આમ છેહ ન દે દૂતી તે દૂતી જ તૂં માનતી નથી પણ આ તારો ડોળ જ કહી આપે છે જો ને, કુંડમાં નિનાવરો રહ્યો ધોતાં નેત્રના ખૂણાનૂ જ કાજળ ટૈહોવાયૂ છે, માણસની ભીડમાં લૂગડૂ ખસી ન પડે માટે છાતી ઉપર બાહુનો સ્વસ્તિક વાળીને ન્હાતા સ્તનનાં પડખાનૂ જ ચંદન લૂછાયૂ છે દાંત ઘસતાં નીચના ઓઠની જ લાલી ગઈ છે, વળી શીતોદકસ્નાનને લીધે સુકુમાર શરીરે રોમાંચ પણ છાયાં જ છે' આ રીતે વાપીસ્નાનપરત્વે વાચ્યાર્થ છે અહીં 'અધમ' શબ્દથી પ્રતિપાદિત દુષ્ટતારૂપ સાધારણ ધર્મ અપરાધ રૂપી નિમિત્તને અસરની વિશિષ્ટ બની વ્યંજનાશક્તિના મહિમાએ દૂતી સાથે ક્રીડા કરવા રૂપી

૧ अज्ञातपीडागमा પાઠ ચિત્રમીમાંસા તથા સરસ્વતીકણ્ઠાભરણ ઉપરથી લીધો છે અસલમાં अज्ञातपीडागमे છે

અકૃત્યમાં પરિણમે છે, તેણે કરીને 'ધણી એ વાર અપરાધ કરનાર તે દુષ્ટની જ પાસે તૂ જઈ આવી છે, ને તેથી તેણે કરેલા ચુમનને લીધે તારી આંખના ખૂણાનૂ જ કાજળ લૂટાયૂ છે. મર્દનને લીધે સ્તનના પડખાનૂ જ ચદન લ્હેવાયૂ છે, અધરપાનને લીધે નીચલા ઓઠની જ લાલી ગાઠી છે, અને અદ્યાપિ ક્રીડાના આનદને લીધે તારા સુકુમાર શરીરે રોમાંચ પણ છવાયાં જ છે' એવા આક્ષેપબળે માર્મિક અર્થ ઉપજે છે[1].

આ શબ્દશકિતમૂલક વસ્તુધ્વનિનૂ ઉદાહરણ છે. અહીં મર્મનાં વચનરૂપ અનુભાવથી પ્રતીત થતો અસૂયા નામે સંચારી ભાવ વ્યક્તીકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃગારનૂ પોષણ કરે છે. સરસ્વતીકણ્ઠાભરણમાં ભાવિક અલકારના અવ્યક્ત ઉદ્ભેદવાળા પ્રકારના દષ્ટાંત તરીકે આ શ્લોક આપ્યો છે, અને કાવ્યપ્રકાશમા ધ્વનિ કિંવા ઉત્તમ કાવ્યના દષ્ટાત તરીકે ઉતાર્યો છે કૈશિકી વૃત્તિનૂ નર્મગર્ભ નામે અંગ છે શાર્દૂલવિક્રીડિત છદ

लाक्षालक्ष्म ललाटपट्टमभित. केयूरमुद्रा गले
वक्त्रे कज्जलकालिमा नयनयोस्ताम्बूलरागोदय' ।
दृष्ट्वा कोपविधायि मण्डनमिदं प्रातश्चिरं प्रेयसो
लीलातामरसोदरे मृगदृश. श्वासा. समाप्तिं गता ॥५६॥

લાગ્યો છે અળતો લલાટ, પડી છે રેખા કડાની ગળે,
રોળાયૂં મુખ કાજળે, દગ વળી રગાઈ છે તાંબૂળે;

૧ ચિત્રમીમાંસામાં જૂદી રીતે ધ્વનિ ઉપજાવ્યો છે પડિતરાજ જગન્નાથ રસગગાધરમાં તેનૂ ખડન કરે છે, માટે તે અહીં આપ્યો નથી

રોષાગ્નિ ભભકાવતો પિયુતણો ન્હાણા વિશે વેષ એ
પેખી માનિનીના સમાય અછતા નિઃશ્વાસ નીલોત્પલે. ૫૬

દગ-આંખ. નીલોત્પલ-હાથમા રાખેલૂ ભૂરૂં કમળ.

અહીં લલાટે અળતો લાગ્યો છે, તેથી પિયુ રીસાયલી શોક્યને પગે પડ્યાનૂ ધ્વનિત છે, કડાની રેખા ગળે પડી છે, તેથી શોક્યે રૂસણૂ છાંડી કંઠાલિંગન દીધાનૂ સૂચિત છે, મુખ કાજળે રોળાયૂ છે, તેથી પિયુએ શોક્યનાં નેત્ર વળી વળી ચૂમ્યાનૂ પ્રતીત છે, અને આંખો તાંબૂળે રગાઈ છે, તેથી શોક્યે પિયુનાં નેત્ર ચૂમ્યાનૂ વ્યંજિત છે.

અવહિત્થ નામે સંચારી ભાવનો આ દષ્ટાંત છે. પોતાનૂ ગૌરવ જાળવવા સારૂં કમળ સૂંઘવાને મિષે અંતઃકોપના નિ શ્વાસ તેમાં સમાવવા એ અવહિત્થનો અનુભાવ છે. આથી કરીને મન્યુકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃગારનૂં પોષણ થાય છે નાયિકા પ્રૌઢા અધીરા ખંડિતા અને નાયક ધૃષ્ટ છે. કૈશિકી વૃત્તિનૂ નર્મગર્ભ અંગ છે. સમુચ્ચયપોષિત વિશેષોક્તિ અલંકાર છે શાર્દૂલવિક્રીડિત ૭૯.

प्रातः प्रातरुपागतेन जनिता निर्निद्रता चक्षुषो-
र्मन्दाया मम गौरवव्यपनयादुत्पादितं लाघवम् ।
किं तयन्न कृतं त्वया मरणमीर्मुक्ता मया गम्यतां
दुःखं तिष्ठसि यच्च पथ्यमधुना कर्तास्मि तच्छ्रोष्यसि ॥५७॥

આવી આવીં પરોડિયે કૂંર કર્યૂ દષ્ટિ તણું ઘેન, ને
લેખે ભાર હરી કરી જ હળવી; શૂં શૂં ન કીધૂં તમે ?
ના એ મંદ દશા વિશે મરણનો છે લેશમાત્રે ને.
જોજો, સેવીશ પથ્ય હું; દિલ પિયુ! દૂખ.

ઘેન–મંદવાડને લીધે આંખ દબાઈ જવી તે. ભાર–સુરતીને લીધે શરીર ભારે ભારે લાગવું તે. મદ–નરમ, કાચલી. લેશમાત્રે–લગારે. પથ્ય–[1]પરેજીનો ખોરાક, સુખકારક ખોરાક; [2]સુખકારક રસ્તો.

શોક્યને વશ થઈ ગયેલા પિયુ મદવાડ જાણી જોવા આવે છે, તેમના પ્રત્યે નાયિકાનૂ આ કહેવૂ છે. મદવાડને લગતો અર્થ તો સ્પષ્ટ જ છે. પરંતુ એ શ્લોકમાં બીજો પણ અર્થ સમાયવો છે. નાયિકાનૂ કહેવાનૂ મર્મ એમ પણ છે કે 'પિયુજી ( અર્થાત્ હૂ તો તમને અદ્યાપિ ચાહૂ છું, પણ તમે મને મનથી ઊતારી નાંખી છે )! તમારી ઝંખનાથી આખી રાત ઉજાગરે ગાળી સવારે દુઃખ અને શ્રમના માર્યા આંખ જરા મળવા પામે તે વખતે શોક્યને ઘેરથી આવી અધર ઉપરના ડંખ વગેરેથી દૃષ્ટિશળ ઊપજાવી તમે મારી નિંદ્રા હરી છે, ને શોક્યને સુહાગણ અને મને દુહાગણ બનાવી છે. મારો ભાર ઘટાડી મને હળવી પણ પડી છે. હવે શું કરવૂ બાકી રહ્યું છે? આવી માંદી (મંદ) દશામાં હૂં હવે મોતથી પણ ડરતી નથી, અર્થાત્ હૂ મારો જીવ કાઢીશ અહીં એમવાથી તમારૂં દિલ બહુ દુખાય છે, એટલે કે તમારી વ્હાલીના વિયોગથી તમે બહુ પીડાઓ છો. માટે ઊઠો હવે.'

મંદવાડનો તેમ જ ઈર્ષ્યાકોપનો અર્થ બેઉ એ પ્રસ્તુત હોવાથી શ્લેષોત્પાદિત ઉપમા ગમ્યમાન છે, જેથી આ શબ્દશક્તિમૂલક અનુરણધ્વનિનો દૃષ્ટાંત બને છે. અહીં વિષાદ, અસૂયા, નિર્વેદ આદિ સંચારી ભાવ જેના સહકારી છે એવો ઈર્ષ્યાકોપ ઉજાગરા થવા, શરીર સૂકાવૂ, મરવા તત્પર થવૂં, આદિ કાર્યથી પ્રતીત થઈ, મરણ નામે સંચારી ભાવના આક્ષેપથી પુષ્ટ બની અન્યકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારને ખીલાવે છે. નાયિકા પ્રૌઢા ધીરાધીરા ખંડિતા છે. કૈશિકી [illegible] નર્મગર્ભ અંગ છે. શ્લેષ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત [illegible]

पश्यैतद् दयिताकुचव्यतिकरासक्ताङ्गरागारुणं
वक्षस्ते मम तैलपङ्कमलिनैर् वेणीपदैरङ्कितम् ॥ ५८ ॥

સૂતી'તી અવળી ખળીજળી દુઃખે દૂહાગણી; તે મને
ના પ્રીછી ભુજમાં ભીડી અડપલું કાં તેં કર્યું ? ધીટ હો!
વ્હાલીના કુચકેરી કેસરી ઉરે ઊઠી હતી છાપ જે,
તે ચીઠાણી છૂટી લટો મુજ અડ્યે સામી છબડાઈ છે ! ૫૮

ના પ્રીછી–મને ન ઓળખી, તારી માનીતીના ભ્રમથી, અથવા તો વગર સમજ્યે, વગર વિચાર્યે અડપલું–આલિંગન રૂપી અટકચાળું

ઋતુદાનનો સમય ચૂકાવવારૂપ આલમ્બનથી પ્રગટેલી, શોક્યના કુચની છાપ જોવારૂપ ઉદ્દીપનથી ખાએલી, મર્મવચનરૂપ અનુભાવથી પ્રકાશિત અસૂયા અહીં વૈમનસ્યકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃંગારને દીપાવે છે. નાયિકા પ્રૌઢા ધીરા ખંડિતા અને નાયક ધૃષ્ટ છે. માન નર્મ છે વિષમ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત ૭૬

चलतु तरला धृष्टा दृष्टिः खला सखि मेखला
स्खलतु कुचयोरुत्कम्पान्मे विदीर्यतु कञ्चुकः ।
तदपि न मया संभाष्योऽसौ पुनर्दयितः शठ.
स्फुटति हृदयं मानेनान्तर्न मे यदि तत्क्षणम् ॥ ५९

તનમન ભલે નાચો નેનો નઠોર, ઊતાવળા
ઉરજ ઊછળી રોળો ચોળી, સરો શ્લથ મેખળા,
તદપિ શઠ એ કંથા સાથે ન બોલું ન બોલું તે,
હૃદય રૂંસણે જો ના ફાટે ફડાક સમૂળગું એ. ૫૯

'ઘેન–મદવાડને લીધે આંખ દબાઈ જવી તે ભાર–સુરતીને લીધે શરીર ભારે ભારે લાગવૂ તે. મદ–નરમ, કાયની લેશમાત્રે–લગારે પથ્ય–[1]પહેલ્જીનો ખોરાક, સુખકારક ખોરાક, [2]સુખકારક રસ્તો

શોકયને વશ થઈ ગયેલા પિયુ મદવાડ જાણી જોવા આવે છે, તેમના પ્રત્યે નાયિકાનૂ આ કહેવૂ છે મદવાડને લગતો અર્થ તો સ્પષ્ટ જ છે પરતુ એ શ્લોકમાં બીજો પણ અર્થ સમાયવો છે નાયિકાનુ કહેવાનૂ મર્મ એમ પણ છે કે 'પિયુજી ( અર્થાત્ હૂ તો તમને અદ્યાપિ ચાહૂ છૂ, પણુ તમે મને મનથી ઊતારી નાખી છે ) ! તમારી ઝંખનાથી આખી રાત ઊજાગરે ગાળી સવારે દુ ખ અને શ્રમના માર્યા આખ જરા મળવા પામે તે વખતે શોકયને ઘેરથી આવી અધર ઉપરના ડખ વગેરેથી દૃષ્ટિશૂળ ઊપજાવી તમે મારી નિદ્રા હરી છે, ને શોકયને સુહાગણુ અને મને દૂહાગણુ બનાવી છે મારો ભાગ ઘટાડી મને હળવી પણ પડી છે હવે શૂ કરવૂ બાકી રહ્યૂ છે ? આવી માઠી (મ') દશામાં હૂ હવે મોતથી પણુ ડરતી નથી, અર્થાત્ હૂ મારો જીવ દાટીશ અહીં બેસવાથી તમારૂ દિલ બહુ દૂખાય છે, એટલે કે તમારી વ્હાલીના વિયોગથી તમે બહુ પીડાઓ છો માટે ઊઠો હવે '

મદવાડનો તેમ જ ઈર્ષ્યાકોપનો અર્થ બેઉ એ પ્રસ્તુત હોવાથી શ્લેષોત્થાપિત ઉપમા ગમ્યમાન છે, જેથી આ શબ્દશક્તિમૂલક અનકારધ્વનિનો દૃષ્ટાત બને છે અહીં વિષાદ, અસૂયા, નિર્વેદ આદિ સંચારી ભાવ જેના સહકારી છે એવો ઈર્ષ્યાકોપ ઊજાગરા થવા, શરીર વેઠાનૂ, મરવા તત્પર થવૂ, આદિ કાર્યથી પ્રતીત થઈ, મરણુ નામે સચારી ભાવના આક્ષેપથી પુષ્ટ બની મન્યુકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃગારને ખીલાવે છે નાયિકા પ્રૌઢા ધીરાધીરા ખંડિતા છે કૈશિકી વૃત્તિનૂ નર્મગર્ભ અંગ છે શ્લેષ અનકાર છે શાર્દૂલવિક્રીડિત ૭૬

अज्ञानेन पराङ्मुखा परिभवादाक्षिप्य मा दुःखिता
किं लब्ध शठ दुर्नयेन नयता सौभाग्यमेता दशाम् ।

મિત્રો ઉવેખવા-મિત્રો પ્રત્યે બેદરકારી બતાવવી દાક્ષિણ્ય-મીઠાશ, ઉપચાર શપથ-સમસધરા માયા-[૧]મહોબત [૨]દ્દ્ભિનઝ, માયિક દેખાવ

પિયુ તઈથી આવેલી સખી નાયિકાને કહે છે કે 'હે બ્હેન, તૂ શા માટે આમ માન ધરી બેઠી છે?', તેના ઉત્તરમા નાયિકાનૂ આ બોલવૂ છે તે કહે છે,-અરે બ્હેન! તૂ શૂ બોલી એ? અમારે રીસાવૂ કેવૂ? જ્યા રાગ હોય ત્યા રૂસણા હોય રાગ નહિ ત્યાં રૂસણા શાં? પ્રેમ હોય તો 'વડિલોની માઝા કેમ મૂકાય, મિત્રો કેમ ઉવેખાય, લોકલજ્જા કેમ લોપાય, સમસધરા કેમ પાછા ઠેલાય, ઉપચારનાં મીઠા વચન પણ શી રીતે તરછોડાય?'' એવા એવા વિચાર હોય કે? લોક કહે છે કે પ્રેમ ત્યા નેમ નહિ. આ તો, ઠીક છે, માયામહોબત છે, ત્યા તે રીસાવૂ હોય જ?

અહીં પિયુની ઔપચારિક પ્રીતિના અધિક્ષેપથી પ્રતીત થતા ગર્વ નામે સંચારી ભાવનૂ નિરૂપણ છે અસૂયા નામે સચારી ભાવ તેનો સહકારી છે પ્રણયમાનાત્મક વિપ્રલભ શૃગાર છે નાયિકા પ્રૌઢા ધીરાધીરા છે માન નર્મ છે કાવ્યલિંગ અલકાર છે શાર્દૂલવિક્રીડિત ૭૯

कृतो दूरादेव स्मितमधुरमभ्युद्गमविधि
शिरस्याज्ञा न्यस्ता प्रतिवचनवत्यानतिमति ।
न दृष्टे शैथिल्य मिलन इति चेतो दहति मे
निरूढान्त कोपा कठिनहृदये सवृतिरियम्[१] ॥ ६१ ॥

---

૧ અસલમા ચોથા ચરણમા निगूढान्त कोपा છે પણ निगूढ અને सवृति ના સાથે પ્રયોગમાં પુનરુક્તિ સમાય છે તેથી सुभाषितावलि માં પ્રસ્તુત શ્લોકની ૭૫૪૫ નબંરનો નીચેનો શ્લોક છે તે ઉપરથી નવો પાઠ કર્યો છે —वर भ्रूभङ्गास्ते प्रकटितगुरुक्रोधविभवा वर सोपालम्भा प्रणयविमुखा गद्गदगिर । वर

તનમન-તનમનાટ સાથે, અથવા તો તન અને મનથી ઉરજ-સ્તન. શ્લથ-ઢીલી ન બોલૂ ન બોલૂ તે-નહિ બોલૂ એવો નિશ્ચય કર્યો છે, ને નહિ જ બોલૂ સમૂળ-મૂળમા, મૂળમાંથી તદપિ-તોપણ

અહીં નેત્ર નાચવાથી, કુચ ઊછળવાથી, અને મેખળા સરકવાથી, તેમ જ હૃદયની ઉત્કંઠાથી ઔત્સુક્ય નામે સચારી ભાવનો, અને નેત્રના તનમનાટ વગેરેની અવગણનાથી, અને હૃદય ફાટવા પર્યંત શઠ કંથ સાથે ન બોલવાના આગ્રહથી અમર્ષ નામે સંચારી ભાવનો સધિ છે. મન્યુકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃગાર છે. અણતેડ્યાં પિયુ ભણી વળતાં નઠોર નેનો તે નાચે જ, ઊતાવળા કુચ ચોળીને રોળે જ અને હાલ્યા કરતી મેખળા પણ છૂટી પડે જ, વગેરે શ્લિષ્ટ વાક્યો ઔત્સુક્ય અને અમર્ષને સાથે પોષણ કરે છે. 'કથા' પદમાં લઘુતાવાચક પ્રત્યયથી હૃદયને રૂંધી લેતો અમર્ષ જેવો પ્રતીત છે, તેવો જ પ્રીત્યર્થ क्रम् ધાતુથી પ્રાણને પરવશ બનાવતો પ્રેમ પણ પ્રકટિત છે. અલકાર પરિકર છે હરિણી છદ

यद्गम्यं गुरुगौरवस्य सुहृदो यस्मिँश्रमन्तेऽन्तरं,
यद्दाक्षिण्यवशाद्भयाच्च सहते मन्दोपचारानपि ।
यल्लज्जा निरुणाद्धि यत्र शपथैरुत्पाद्यते प्रत्यय-
स्तत्किं प्रेम स उच्यते परिचयस्तत्रापि मानेन किम् ॥६०॥

માઝા ના જ મૂંકાય વૃદ્ધ જનની, મિત્રો ઉવેખાય ના,
દાક્ષિણ્યે અથવા ભયે વિનયનાં વેણો ઊથાપાય ના,
લોપાયે નવ લોકલાજ, શપથો પાછા ય ઠેલાય ના,
તે તે નેહ ? નહિ નહિ જ, કહિયે માયા; તહીં માન શાં?૬૦

મિત્રો ઉવેખવા–મિત્રો પ્રત્યે બેદરકારી બતાવવી. દાક્ષિણ્ય–મીઠાશ, ઉપચાર. શપથ–સમસધરા. માયા–[१]મહોબત· [२]ઇંદ્રજાળ, માયિક દેખાવ

પિયુ તરફથી આવેલી સખી નાયિકાને કહે છે કે ' હે બ્હેન, તું શા માટે આમ માન ધરી બેઠી છે ?', તેના ઉત્તરમાં નાયિકાનું આ બોલવું છે. તે કહે છે,–અરે બ્હેન ! તું શું બોલી એ ? અમારે રીસાવું કેવું ? જ્યાં રાગ હોય ત્યાં રૂસણા હોય રાગ નહિ ત્યાં રૂસણાં શા ? પ્રેમ હોય તો ' વડિલોની માઝા કેમ મૂકાય, મિત્રો કેમ ઉવેખાય, લોકલજ્જા કેમ લોપાય, સમસધરા કેમ પાછા ઠેલાય, ઉપચારનાં મીઠાં વચન પણ શી રીતે તરછોડાય ?" એવા એવા વિચાર હોય કે ? લોક કહે છે કે પ્રેમ ત્યાં નેમ નહિ આ તો, ઠીક છે, માયામહોબત છે, ત્યાં તે રીસાવું હોય જ ?

અહીં પિયુની ઔપચારિક પ્રીતિના અધિક્ષેપથી પ્રતીત થતા ગર્વ નામે સંચારી ભાવનૂ નિરૂપણ છે. અસૂયા નામે સચારી ભાવ તેનો સહકારી છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા પ્રૌઢા ધીરાધીરા છે. માન નર્મ છે. કાવ્યલિંગ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ

कृतो दूरादेव स्मितमधुरमभ्युद्गमविधि
शिरस्याज्ञा न्यस्ता प्रतिवचनवत्यानतिमति ।
न दृष्टेः शैथिल्यं मिलन इति चेतो दहति मे
निरूढान्तःकोपा कठिनहृदये संवृतिरियम्[१] ॥ ६१ ॥

---

૧ અસલમાં ચોથા ચરણમાં निगूढान्तःकोपा છે. પણ निगूढ અને संवृतिના સાથે પ્રયોગમાં પુનરુક્તિ સમાય છે. તેથી સુભાષિતાવલિમાં પ્રસ્તુત શ્લોકની છાપારૂપ નનામો નીચેનો શ્લોક છે તે ઉપરથી નવો પાઠ કલ્પ્યો છે:—वरं भ्रूभङ्गास्ते प्रकटितगुरुक्रोधविभवा वरं सोपालम्भाः प्रणयविमुखा गद्गदगिरः । वरं

ઊઠી સામી આવી દૂરથી મલકાતું મુખ કરી,
દઈ રૂડી રીતે પ્રતિવચન આજ્ઞા શિર ધરી,
મિલાવી દષ્ટિ એ, રીસડી વિધ એ ઊંડી નિજની
છૂપાવી તે ચાલે મુજ ઉર, અહો ક્રૂર મનની! ૬૧

પ્રતિવચન–પ્રત્યુત્તર રૂડી રીતે–બરાબર, ૨૫૮

રીસ છૂપાવવારૂપ કાર્યથી પ્રતીત થતો અવહિત્થ નામે સંચારી ભાવ વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનું પોષણ કરે છે અહીં ઔદાર્ય નામે નાટ્યાલંકાર પણ છે નાયિકા પ્રૌઢા ધીરા છે કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ અંગ છે શિખરિણી છંદ

आयस्ता कलहं पुरेव कुरुते न स्रंसने वाससो-
भुग्नभ्रूरतिखण्ड्यमानमधरं धत्ते च केशग्रहे ।
अङ्गान्यर्पयति स्वयं भवति नो वामा हठालिङ्गने
तन्व्या शिक्षित एष सम्प्रति पुनः कोपप्रकारोऽपरः ॥६२॥

ખેંચતા પટ પાંશરી પ્રથમની પેઠે ન ખીજે જરા,
અંબોડો ગ્રહતા ભવા ન મરડી દે ઓઠ એ ડખવા,

ભીડંતાં ભુજમાં હઠે વણહઠચે અર્પે જ અંગો સમાં;
આ કો ઓર જ આજ રૂસણું સજ્યૂં તન્વંગીએ સર્વથા. ૬૨

વણહઠચે૦—અંગ પાછું ખેંચી લીધા વગર આલિંગન કરવા દે છે. ન ખીજે—કલહ કરતી નથી.

અહીં જરાએ ન ખીજવૂં, ભવાં ન ચડાવી ઓઠ ડંખવા દેવો, વણહઠચે અંગ ભેટવા દેવું વગેરે ક્રિયાથી પ્રતીત થતો અવહિત્થ નામે સંચારી ભાવ વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનૂં પોષણ કરે છે. નાયિકા પ્રૌઢા ધીરા છે. કૈશિકી વૃત્તિનૂં નર્મગર્ભ અંગ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

तद्वक्त्राभिमुखं मुखं विनमितं दृष्टिर्धृता पादयो-
स्तत्संलापकुतूहलाकुलतरे श्रोत्रे निरुद्धे मया ।
पाणिभ्यां च तिरस्कृतः सपुलकः स्वेदोद्गमो गण्डयोः
सख्यः किं करवाणि यान्ति शतधा मत्कञ्चुकीसंधयः[1] ॥६३॥

" બ્હેની ! એમની આંખોનાં અધોરિયાં નેનો ધર્યાં પાય, ને
પીવા વાણીસુધા સદા તલસતા,ખાળ્યા બળે કાન બે,
છૂપાવ્યો વળી હાથથી રસભીના ગાલે ય રોમાંચ મેં;
તારે તાર પરંતુ ચોળી કરૂઁ શૂં આ "તૂટૂઁ, તૂટૂઁ" કરે ૬૩

૧ સરખાવો सुभाषितावलि, શ્લોક ૨૦૨૫, नामरहितः—कलहकलया यत्संधृत्यै (?यत्संवृत्यै?) प्रपाश्वनतानना विहितपुलकोद्भेदं सुभ्रूघकर्पं न कञ्चुकम्। दयितमभितस्तामुत्कण्ठां विषह्युरनन्तरं झटिति सकलास्त्रुटघरप्रान्ताः स्तनांशुकसंधयः ॥. જુઓ વળી शार्ङ्गधरपद्धति, શ્લોક ૩૪૯૬, मोहिकाकेतः—मागच्छ प्रमदाप्रिय प्रियशतैरभ्यर्थितस्त्वं मया बाला प्राङ्गणमागतेन भवता प्राप्तोऽस्यवस्थां पराम् । किं चास्याः कुचभारनिःसहतरं रङ्गैरनङ्गोज्ज्वलं सुस्थाकञ्चुकजालकैरनुदिनं निःसूत्रमल्पद्रुमम् ।.

રસભીના–પ્રેમના આવેશયુક્ત, અથવા સાત્ત્વિક સ્વેદ સહિત

પિયુને વેગળેથી આવતા જોઈ સખીની શીખવણીથી માન ધારણ કરવાનો પ્રયત્ન કરતી મુગ્ધા નાયિકાનૂ સખી પ્રત્યે આ બોલવૂ છે અહીં પિયુની ઝાંખીની ઝંખના અને વચનામૃતના પાનની અધીરાઈથી પ્રતીત થતા અંતર્ગત ઔત્સુક્યને છૂપાવવાની નીચૂ જોવૂ આદિ ક્રિયાથી પ્રકાશતા અવહિત્યનો, અને સ્વેદ રોમાંચ આદિ સાત્ત્વિક ભાવ જેના સહકારી છે એવા ચોળી તૂટૂ તૂટૂ થવારૂપ કાર્યથી સ્ફુરતા હર્ષનો સંધિ છે સંભોગ નર્મ છે શાર્દૂલવિક્રીડિત છંદ

श्रुत्वा नामापि यस्य स्फुटघनपुलकं जायतेऽङ्गं समन्ताद्
दृष्ट्वा यस्याननेन्दुं भवति वपुरिदं चन्द्रकान्तानुकारि ।
तस्मिन्नागत्य कण्ठग्रहनिकटपदस्थायिनि प्राणनाथे
भग्ना मानस्य चिन्ता भवति मयि पुनर्वज्रमय्या कथंचित् ॥६४॥

અંગો રોમાંકુરોએ કદમ સમ બને ,નામ જેનૂ સુણીને,
ને રાજે ચંદ્રકાંતાકૃતિ, વદનશશી ભાળી, ભીંજાતી કાયે,
એવા આવી ઊભતા પિયુ તન સરસા કોટીએગા કળાએ
હૈયૂ હૂં વજ્ર જેવૂ કરૂં ફરી તદપિ માન ભાગી જ જાયે[1] ૬૪

રોમાંકુર–રોમાંચ કદમ–કદંબ વૃક્ષ, વરસાદના છાંટા પડતાં એ વૃક્ષને કળીઓ ફૂટી આવે છે, તેને લીધે કદંબ વૃક્ષ સાથે રોમાંચે છવાયના અંગને સરખાવવાનો કવિઓનો સંપ્રદાય છે રાજે–શોભે છે ચંદ્રકાંતાકૃતિ–ચંદ્રકાંતના સમાન ચંદ્રનાં કિરણ પડતા રાતે ચંદ્રકાંત મણિ ઉપર પાણીના ટીપાં બાઝે છે, તેથી તેની સાથે પરસેવાના બિંદુથી છવાયેલના શરીરને કવિઓ સરખાવે છે વદનશશી–મુખ રૂપી ચંદ્ર ભીંજાતી–પરસેવે ભીની કાય–શરીર કોટીએગા–કોટેકોટ મિલાવી આલિંગન લેવાય એટલે દરજ્જે શરીરની અડોઅડ કળા–યુક્તિ તદપિ–તોપણ

[1] અર્જુનવર્મદેવ જુદી રીતે અર્થ કરે છે, જુઓ रसिकसंजीवनी

અહીં ભાવશાબલ્યનું નિરૂપણ છે પ્રિયતમને મળવાની ઉત્કંઠારૂપ આલમ્બનથી અંતરમાં ઔત્સુક્ય પ્રસરે છે તેને સખીની શીખવણીથી આદરેલા માનમાં પ્રકાશતું અવહિત્થ દબાવવાનું કરે છે. પરંતુ પ્રિયતમના નામશ્રવણથી અને દર્શનથી ઔત્સુક્ય ઉદ્દીપ્ત બની અવહિત્થનો ઉપમર્દ કરે છે તેમ છતાં એ પિયુ પાસે આવે તેટલામાં સખીની શીખવણી સંભારી સભારી ફરી વજ્ર જેવું હૃદય કરી નાયિકા માનનો નિર્વાહ કરવાનો પ્રયત્ન કરે છે, તેથી અવહિત્થ પાછું ઉદ્ભવી ઔત્સુક્યનું તિરોધાન કરવા મથે છે પણ પ્રિયતમના અત્યંત નિકટ અવસ્થાન રૂપી પ્રબળ ઉદ્દીપનના સંયોગે ઉત્તેજિત બનેલા ઔત્સુક્ય આગળ તે ટકી શકતું નથી અહીં રોમાંચમાં પ્રકાશતો હર્ષ ઔત્સુક્યનો સહકારી છે સંભોગ નર્મ છે સ્રગ્ધરા ૭૬.

यदि तु विहिता शून्या दृष्टि किमु स्थिरकौतुका
यदि विरचितो मौने यत्न· किमु स्फुरितोऽधर ।
यदि नियमित ध्याने चेत कथं पुलकोद्गम
कृतमभिनयैर्दृष्टो मान प्रसीद प्रियेऽधुना[1] ॥ ६५ ॥

દગ ચકિત આ દીસે શાને, બની સહીં શૂન્ય જો ?
અધર ફરકે કાં આ, મુગ્ધે ! મુખે ધર્યું મૌન જો ?
પુલક પમરે શે આ, સોસે ગળી ગયું ચિત્ત જો ?
બસ, રૂસણું, મેં જોય જોયું, થયું, અવ એ તજો ૬૫

દગ-દૃષ્ટિ. ચકિત-ઉત્કંઠાને લીધે ચળવિચળ પુલક-રોમાંચ.

સખીની શીખવણી ને પજવણીથી અથવા સહજ કુતૂહળથી નાયિકાએ અહીં માન ધારણ કર્યું છે, એમ જણાય છે દૃષ્ટિની શૂન્યતા, મુખના મૌન તથા હૃદયના સોસથી પ્રતીત થતા પ્રણયકોપનો,

૧ નુ વિહિત૦ પાઠ કલ્પિત છે મૂળમાં ચિનિહિતા છે

અને દૃષ્ટિ ચકિત બનવી, અધર ફરકવો તથા રોમાંચ ઊભાં થવાં એ અનુભાવથી પ્રકાશતા ઔત્સુક્યનો સંધિ છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા મુગ્ધા અને નાયક અનુકૂલ છે ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે હરિણી ૭૬

कथमपि सखि क्रीडाकोपाद् व्रजेति मयोदिते
कठिनहृदयः शय्यां त्यक्त्वा बलाद्गत एव सः ।
इति सरभसध्वस्तप्रेम्णि व्यपेतघृणे स्पृहां
पुनरपि हतव्रीडं चेतः करोति करोमि किम् ॥ ६६ ॥

રીસ કરી જરા 'જા જા' કે'તાં કયમે, ટપ તે પળે
કઠણ પિયુડો મેડી છાંડી ગયો જ અલી! બળે
કંઈ દિવસની પ્રીતિ, તે એ ન લેખવી નિર્દયે!
નફ્ટ હઈડૂ ઝંખે તેને જ તોય! કરૂં શૂં ક્હે? ૬૬

'જા, બસ, મારે તારૂ કામ નથી' એવું પ્રણયકોપથી નાયિકા નાયકને કહે છે. એટલે નાયિકાની રીસ અંતરની નથી એમ જાણતાં છતાં પણ ગમ્મતની ખાતર નાયક રીસાઈને ચાલ્યો જાય છે, ને પછી 'નાયિકા શૂં કરે છે, શૂં કહે છે?' તે જાણવાને તે ગુપ્ત રીતે સખીને નાયિકા પાસે મોકલે છે, તથા તે પોતે સાંભળવાની ઉત્કંઠાથી મેડી બહાર આવીને સંતાઈને ઊભો રહે છે. સખી આગળ નાયિકા ભોળપણથી હૈયૂ ખોલીને ઉપર પ્રમાણે કહે છે, તે નાયક બહાર ઊભો ઊભો આતુરતાથી સાંભળે છે

અહીં 'કરી' શબ્દ રીસની કૃત્રિમતા સૂચવે છે. પ્રણયમાન સહજને પણ 'જા જા' કહેતાં કહેતાં જીભના કડકા થઈ જતાં પ્રીતિપરવશ નાયિકાના હૃદયનું વૈકલ્વ્ય 'કયમે' પદે કરીને લક્ષિત છે. 'બળે' શબ્દથી

પૂર્વના ગાઢા પ્રેમની ખાતર પણ નાયક મનાવવા ન રહ્યો' એવો નાયિકાના મનનો આક્ષેપ ધ્વનિત છે. 'ગયો જ'-એ શબ્દોમાં 'પાછો ખબર લેવા પણ ન આવ્યો' એ ભાવ છે. 'પ્રીતિ ન લેખવી'એ શબ્દોમાં 'પોતે ન આવ્યો તો ખેર. પણ મનાવવા સ્નેહીને પણ ન મોકલ્યાં' એવું રહસ્ય રહ્યું છે. વળી 'દૂતી દ્વારા પણ ખબર ન લીધી' એવું 'નિર્દય'-પદનું તાત્પર્ય છે.

આ કલહાંતરિતા નાયિકાની ઉક્તિ છે. પિયુની ઝંખનારૂપ કાર્યથી ઔત્સુક્ય નામે સંચારી ભાવ અહીં પ્રધાનપણે પ્રકાશે છે. 'નષ્ટ' વિશેષણના પ્રયોગથી પિયુની ઝંખના બાબત પોતાના હૃદય પ્રત્યે નાયિકાના નિર્વેદની અને 'કરૂં શું' ઉદ્ગારથી લાચારી દ્વારા દૈન્યની ખીજાવસ્થામાં ઝાંખી થાય છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. સંફોટરૂપ નર્મ છે. હરિણી છંદ.

चरणपतनप्रत्याख्यानात् प्रसादपराङ्मुखे
निभृतकितवाचारेत्युक्ते रुषा परुषीकृते ।
व्रजति रमणे निःश्वस्योच्चैः स्तनाहितहस्तया
नयनसलिलच्छन्ना दृष्टिः सखीषु निपातिता ॥ ६७ ॥

પ્રણિપત પગે તર્છોડયાથી ખીજાઈ જઈ ઉરે
'શઠ કપટી હે! જાણ્યું, જા, જા' કહ્યાથી રીસાઈને
પિયુ તર્છે જતાં તે નિઃશ્વાસે ઊંડે, જળ લોચને
ભરી બ્હીલૂં સહી સામું જોયે સ્વહસ્ત ધરી સ્તને. ૬૭

પ્રણિપત-સાંત્વન અર્થે નમનનો પ્રયોગ. સ્વહસ્ત૦-પોતાનો હાથ છાતી ઉપર મૂકીને.

સખીની શીખવણીથી રીસાઈ પિયુને તરછોડી કરી તેઓ તજીને જતાં પસ્તાતી મુગ્ધા કલહાંતરિતા નાયિકાનો આ દૃષ્ટાંત છે.

પહેલાં બે ચરણોથી 'પિયુ પગે પડે તોએ ન ગણકારી ખૂબ કઠોર વચન કહેવાં' એવી કાંઇક સખીની શીખવણી સૂચિત છે. ઊંડા નીસાસા નાયિકાનો પશ્ચાત્તાપ બતાવે છે. છાતી ઉપર હાથ મૂકવાથી 'હાયહાય, આ તો જાય છે! હવે શૂં થશે?' એવો વિષાદનો અભિપ્રાય ઊપજે છે. આંસુથી દીનતાનો આક્ષેપ છે. સખી સામૂં જોવામાં નિરુપાયતાનૂં સૂચન છે. અહીં અશ્રુપાત, નિઃશ્વાસ આદિ અનુભાવથી દૈન્ય નામે સંચારી ભાવનૂ નિરૂપણ છે[1]. શંકા, વિષાદ, આવેગ આદિ ભાવ તેના સહકારી છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. નાટ્યશાસ્ત્રમાં જેને દીના નામે દૃષ્ટિ કહે છે, તેનો નિર્દેશ છે. ભય નર્મ છે. હરિણી છંદ

निःश्वासा वदनं दहन्ति हृदयं निर्मूलमुन्मथ्यते
निद्रा नैति न दृश्यते प्रियमुखं नक्तंदिनं रुद्यते ।
अङ्गं शोषमुपैति पादपतितः प्रेयांस्तथोपेक्षितः
सख्य: कं गुणमाकलय्य दयिते मानं वयं कारिताः ॥६८॥

સોસાયે તનડૂં, ચીરાય હઈડૂં, નિઃશ્વાસ ધીક્યા કરે,
નાવે નીંદ, ન ઝાંખીં થાય પિયુની, ચોધાર આંસું ઝરે;
આવી પાય પડેલ નાવ વિધ એ પૂરા ઉવેખ્યા અમે!
દીધી શીખડીં રૂસણાનીં સખીં! આ શૂં લ્હાણુ લેખી તમે? ૬૮

નાવે નીંદ–ઊંઘ આવે તો દુઃખમાં ઘડી એ વિસામો મળે, પણ ચિંતાને લીધે તે પણ આવતી નથી. આવી પાય૦–પિયુ આવી પગે પડ્યા છતાં પણ પરિણામનો વિચાર ન કરી નિર્દય બની, પૂર્વાર્ધમાં કહ્યૂ છે તેવી રીતે, તરછોડી કાઢ્યા.

આ કલહાંતરિતા નાયકાનૂ ઉદાહરણ છે. 'તમે' અને 'અમે' એ બહુવચનાંત પદો સખી પ્રત્યે નાયિકાનૂં રૂક્ષપણૂ અને ઔદાસીન્ય સૂચવે

[1] साहित्यदर्पणમાં પ્રસ્તુત શ્લોકને વિષાદના ઉદયનો દૃષ્ટાંત ગણ્યો છે.

છે અહીં વિષાદ અને ઔત્સુક્યનો સંધિ છે પિયુનો તિરસ્કાર કર્યા બાબત પશ્ચાત્તાપ તે વિષાદનો અનુભાવ છે પિયુના મુખારવિંદની ઝાખીની ઝખના ઔત્સુક્યનો અનુભાવ છે નિશ્વાસ, હૃદયતાપ, પ્રજાગર આદિ ઉભયના પોષક છે છેલ્લા ચરણમા અમર્ષનો લેશ છે પ્રણયમાનાત્મક વિપ્રલભ શૃગાર છે સખીને ઠપકો આપવારૂપ વાણીકૃત નર્મ છે સમુચ્ચય અલકાર છે શાર્દૂલવિક્રીડિત ૭૮

अद्यारभ्य यदि प्रिये पुनरह मानस्य चान्यस्य वा
गृह्णीया शठदुर्नयेन मनसा नामापि सक्षेपत ।
तत्तेनैव विना शशाङ्ककिरणस्पष्टाट्टहासा निशा
एको[1] वा दिवस पयोदमलिनो यायान्मम प्रावृषि ॥६९॥

મૂર્ખાઈ હઠીલાઈ વા ઉર ધરી રીસામણુંકેરૂં કે
બીજાનૂ મનથી ય નામ સરખૂ લેઉ કદી જો હવે,
તો ઇંદુકિરણે હસતી રજની જાજે ભલા એક, કે
દૂહાડો એક જજો ઘને ઘુરકતો પ્રાણેશ પાખે જ એ ૬૯

બીજાનૂ–પરિચરણ, સનાહન, પ્રસાધન આદિ. ઇંદુકિરણે હસતી રજની–ચદ્રના કિરણથી ઝગઝગાર દીસતી, અથાત્ શરદ ઋતુની, રાત્રિ ઘને ઘુરક્તો દૂહાડો–કાળાં વાદળાંને લીધે ઘનઘોર ભયકર ભાસતો, અર્થાત્ વર્ષાઋતુનો, દિવસ 'હસતી' અને 'ઘુરક્તો' પદમા વળી 'ઉપહાસ કરતી' અને 'ક્રોધ દર્શાવતો' એવો પણ અર્થ સમાયો છે એ પ્રાણેશ પાખે–એ પ્રાણનાથના વિયોગમા

અહીં પશ્ચાત્તાપરૂપ અનુભાવથી ઔત્સુક્ય નામે સચારી ભાવ પ્રગટે છે. ત્રાસ નિર્વેદ, વિષાદ, આદિ બીજાવસ્થામા રહેના ભાવો તેના સહચારી છે વિપ્રિયકૃત ઇર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃગાર છે.

૧ શૃઙ્ગારદીપિકાની લિખિત પ્રતમાંથી આ પાઠ લીધો છે.

મધ્યા કલહાંતરિતા નાયિકા છે. પશ્ચાત્તાપનાં વચનરૂપ વાણીકૃત નર્મ છે. શાર્દૂલવિક્રીડિત ૭૬.

उत्कम्पो हृदये स्खलन्ति वचनान्यावेगलोलं मनो
गात्रं सीदति चक्षुरश्रुकलुषं श्वासैर्मुखं शुष्यति ।
यस्यैषा सखि पूर्वरङ्गरचना मानः स मुक्तो मया
धन्यास्ता अपि योषितः क्षितितले यासामयं संमतः[1]॥७०॥

નેને નીર વહે; બને ગળગળી વાણી, બ્હીલાયે તને,
ધીકે શ્વાસ મુખે, ઉરે ધબધબે, બેબાકુળું રહે મને;
જેનું બ્હેનડ ! મંગળાચરણુ એ, તે માન પ્હોચ્યું મને;
ચંડી માણવૂં તે જ જે પ્રિય ગણે, પાયે નમૂં તેહને. ૭૦

તે માન૦–મારે એવું માન નથી સજવું

સખીની શીખવણીથી માન આદરી પસ્તાતી કલહાંતરિતા નાયિકાની આ ઉક્તિ છે. અશ્રુપાત, વૈસ્વર્ય, કૃશતા, નિ શ્વાસ, સંતાપ આદિ અનર્થપરપરાથી ઉદ્દભવ પામેલા હૃદયક્ષોભ આદિ કાર્યથી પ્રતીત થતા આવેગનું અહીં નિરૂપણ છે. માનનો ત્યાગ એ આવેગના પરિણામરૂપ છે. પ્રણયમાનાત્મક વિપ્રલભ શૃગારનો ઊઠાવ માત્ર છે. માનનો આરભ જ આવો અનેક કષ્ટથી ભરપૂર હોવા છતા પણ જેઓ હઠથી માન આદરે છે તે તિરસ્કારને જ પાત્ર છે, અને હું જે એ માનનો પરિત્યાગ કરૂં છૂં તે જ ધન્ય છૂ, એવો વ્યતિરેકગર્ભિત અર્થ વ્યગ્ય હોવાથી આ અર્થશક્તિમૂલક અલકારધ્વનિનો દૃષ્ટાંત બને છે. આત્મોપક્ષેપ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

[1] સરખાવો गाहासत्तसई ।४।७४। णिद्दाभङ्गो आवण्डुरत्तणं दीहरा अ णीसासा । जाअन्ति जस्स विरहे तेण समं कोरिसो माणो ॥

मानव्याधिनिपीडिताहमधुना शक्नोमि तस्यान्तिकं
नो गन्तुं न सखीजनोऽस्ति चतुरो यो मां नयात्येष्यति ।
मानी सोऽपि जनो न लाघवभयादभ्येति मातः स्वयं
कालो याति चलं च जीवितमिति क्षुण्णं मनश्चिन्तया॥७१॥

ફંદે માનતણા ફસી અવ અહા ના મેં જવાયે, અને
જોરે લૈઈ જ જાય એવી સમજુ ના કોઇ સાહેલી એ,
નાવે નાવ મનસ્વી લાઘવભયે, વેળા વહી જાય છે,
આયુષ્યે અફસોસ ! અસ્થિર જ છે; એ શલ્ય સાલે ઉરે.૭૧

ફંદે-ફંદામાં, ફાંસામાં. સમજુ-મારા અંતરની ગત જાણનારી, 'આ વિરહમાં ઝૂરી મરે છે, પણ માનમાં ફસી એનાથી પોતાની મેળે શી રીતે જવાય ?' એવૂં સમજનારી, શાણી. મનસ્વી-ટેકીલા. લાઘવભયે-હળવા પડવાની દેહશતથી. વેળા-વખત. શલ્ય-દુઃખ, સાલ.

અહીં ચિંતા. દૈન્ય, વિષાદ અને ઔત્સુક્ય જેના સહકારી છે એવો આવેગ બનાવેલી અનર્થ પરંપરાથી ઉત્પન્ન થઈ હૃદયક્ષોભથી પ્રતીત બની પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગારને ખીલાવે છે. પહેલા ચરણમાં ચિંતા, બીજામાં દૈન્ય, ત્રીજામાં વિષાદ અને ચોથાના પૂર્વ ભાગમાં ઔત્સુક્ય સ્ફુરે છે. નાયિકા કલહાંતરિતા છે. સંભોગેચ્છા રૂપી શૃંગારી નર્મ છે. સમુચ્ચય અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

अङ्गुल्यग्रनखेन वाष्पसलिलं विक्षिप्य विक्षिप्य किं
तूष्णीं रोदिषि कोपने बहुतरं फूत्कृत्य रोदिष्यसि ।
यस्यास्ते पिशुनोपदेशवचनैर्मानेऽतिभूमिं गते
निर्विण्णोऽनुनयं प्रति प्रियतमो मध्यस्थतामेष्यति ॥ ७२ ॥

કાં આ આંગળીના નખોની અણીએ આંસુ લૂછી લૂછીને
છાનૂં છાનૂં રડે વૃથા ? તૂં હજુ તો રોઈશ ધૂસકે હવે.

ભંભેરાઈ ભમી કૂડાં જ કથને રીસે ભરાઈ હઠે
સંતાપ્યો પિયુ તેં, ન તે કદી હવે બોલાવવાનો તને. ૭૨

વૃથા–ફોગટ. સતાપ્યો–દુખી કર્યો.

અહીં અશ્રુપાત આદિ સાત્ત્વિક ભાવથી પ્રતીત થતો વિષાદ નામે સચારી ભાવ છે. નખની અણીથી આંસુ લૂછી લેઈ રુદન છૂપાવવાના પ્રયત્નથી સ્ફુરતૂ અવહિત્થ તેનૂં સહકારી છે. વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃંગાર છે. નાયિકા મધ્યા કલહાંતરિતા છે. માન તજાવવા સખી દ્વારા નાયકે ભેદ નામે ઉપાયનો પ્રયોગ કર્યો છે માન નર્મ છે. કાવ્યલિંગ અલકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ

चपलहृदये किं स्वातन्त्र्यात्त्वया गृहमागत–
श्चरणपतितः प्रेमार्द्रार्द्रः प्रियः समुपेक्षितः ।
तदिदमधुना यावज्जीवं निरस्तसुखोदया
रुदितशरणा दुर्जातानां सहस्व रुषां फलम् ॥ ७३ ॥

રતિરસભીનો આવ્યો આપે, પગે ય પિયુ પડ્યો,
છછકલી ! છકે કાં તેને તેં વૃથા જ ઉવેખિયો !
અવ રડ ભલે જીવી જાગી. ગયો જ, વહી ગયો
દિવસ સુખનો; રીસાઈ એ જ લાભ ભલો લહ્યો ! ૭૩

રતિરસભીનો–બહુ જ પ્રેમાળ હૃદયવાળો. છક–છર, સ્વછંદપણૂ.

આ મધ્યા કલહાંતરિતા નાયિકા પ્રત્યે સખીનૂં કહેવૂ છે. રડવારૂપ કાર્યથી પ્રતીત થતો વિષાદ નામે સંચારી ભાવ પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃગારનૂં અહીં પોષણ કરે છે. 'છછકલી ! છકે' એ વર્ણસમૂહમાં તિરસ્કારના વાચિક અભિનયનૂ ધ્વનિચિત્ર છે. ઠપકાનાં વચનરૂપ વાણીકૃત નર્મ છે. હરિણી છંદ.

सन्त्येवात्र गृहे गृहे युवतयस्ता. पृच्छ गत्वाधुना
प्रेयास. प्रणमन्ति किं तव पुनर्दासो यथा वर्तते ।
आत्मद्रोहिणि दुर्जनप्रलपितं कर्णे भृशं मा कृथा-
श्छिन्नस्नेहरसा भवन्ति पुरुषा दु खानुवृत्त्या यतः ॥७४॥

ઘેરે ઘેર ધણી ય છે યુવતિઓ, જા, પૂછ તેને જઈ,
નામે માથૂં કહી ય નાથ ? તુજ તો છે દાસ સ્વામી સહી !
હાથે બ્હોરતી હાનિ ઘેલી ! ધર માં કાને કૂડી કૂથલી,
તૂટી જાય જ પ્રેમતંતુ અમથાં અત્યત તાણ્યા મહીં. ૭૪

યુવતિ શબ્દ યૌવનસપત્તિ બતાવવા મૂકેલો છે નાથ અને સ્વામી શબ્દમા ધણીના ધણીપણાનો ભાવ સમાયો છે, તેથી ઊલટૂં દાસ શબ્દ કેવળ આજ્ઞાધીનપણૂ બતાવે છે

અહીં બીજાની શીખવણીથી ઉત્પન્ન થયેલો, પગે પડેલા પિયુને તરછોડ્યાથી પ્રકાશતો અમર્ષ નામે સંચારી ભાવ છે. વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃગારને તેથી પોષણ થાય છે. ભેદ ઉપાયની યોજના છે ભય નર્મ છે અર્થાતરન્યાસ અલકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

नार्यो मुग्धशठा हरन्ति रमणं तिष्ठन्ति नो वारिता-
स्तत्किं ताम्यसि किं च रोदिषि मुधा तासा प्रियं मा कृथा।
कान्त केलिरुचिर्युवा सहृदयस्तादृक् पति कातरे
किं नो वर्वरकर्कशै प्रियशतैराक्रम्य विक्रीयते[1] ॥ ७५ ॥

---

૧ સરખાવો બાણભટ્ટ કૃત हर्षचरित પૃ ૩૫, પ ૭-
अलस खलु लोको यदेवं सुलभसौहार्दानि येनकेनचिन्न क्रोणाति महतां मनांसि ।

મુગ્ધાભાવથકી હરંતી ઠગણી નારી ન વારી રહે;
સંતોખે હિજરાઈ ને રડી રડી શે તેમને તું કહે ?
બ્હેની ! યૌવનપૂર્ણ રંગરસિયા એ કંથને કાં અરે
કાલી ઘેલી ગિરા વડે જ બળથી વેચાણ તું ના કરે ? ૭૫

આ સખીની નાયિકા પ્રત્યે ઉક્તિ છે. તે કહે છે.—' બહેન! તૂં આમ શૂં કરે છે? જો તૂ હિજરાઈને રડ્યાં કરીશ, અર્થાત્ પિયુને ખાલી ખેદ આપી વયકાવીશ, તો શોક્યનૂ કામ થશે, તારી શોક્ય મતોખાશે. ઠગણી સ્ત્રીઓ ઉપરથી મુગ્ધ બની પિયુને પોતાનામાં લુબ્ધ કરી દે છે; મતલબ કે તારી શોક્ય આ લાગ સાધી એ રંગીલા જોબનવંતા કોડીલા કથને રજન કરી વશ કરી લેશે. પછી તૂં શૂં કરીશ ? એ કાંઇ રોકાવાની હતી ? ત્યારે તૂં જ મુગ્ધ વચને પિયુને વેચાણ શા માટે કરી લેતી નથી ? '

અહીં દૈન્ય નામે સંચારી ભાવ છે. હિજરાવૂ એ તેનો અનુભાવ છે. વળી અશ્રુપાત રૂપી સાત્વિક ભાવથી પ્રતીત થતો વિષાદ નામે સંચારી ભાવ પણ છે. વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે નાયિકા કલહાંતરિતા છે. ભેદ નામે ઉપાયનો પ્રયોગ છે. ભય નર્મ છે. પરિવૃત્તિ અલંકાર છે, એમ અર્જુનવર્મદેવ ટીકામાં લખે છે.

શાર્દૂલવિક્રીડિત ૭૬.

दत्तोऽस्याः प्रणयस्त्वयैव भवता सेयं चिरं लालिता
दैवादद्य किल त्वमेव कृतवानस्या नवं विप्रियम् ।
मन्युर्दुःसह एष यात्युपशमं नो सान्त्ववादैः स्फुटं
हे निस्त्रिंश विमुक्तकण्ठकरुणं तावत्सखी रोदितु ॥ ७६ ॥

એને તેં જ રસે ચડાવી રતિને, નેહે લડાવી ય તેં,
દુઃખી તે પણ તેં જ આજ બનવા કાળે દૂભેલી ન તે;

'રીસાઈ અતિ એ ચ, સાત્વવચને ના ઉગ્ર રોષે શમે,
ધૂસ્કે નિર્દય નેહિડા ! થયૂઁ, રડો સાહેલી ન્હીલે સુરે ૭૬

રતિને રસે ચડાવી-પ્રીતિનો સ્વાદ ચખાડયો સાત્વવચન-રોષ શમાવના કહેર્ના વચન. ઉગ્ર-ભારે, ભયકર

અહીં રીસાવારૂપ કાર્યથી પ્રતીત થતો કોપ સંચારી ભાવરૂપે નિરૂપિત છે અનત્રા આદિ અનુભાવથી સ્ફુરતી અસૂયા તેની સહકારી છે તેથી વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલભ શૃગાર ખીલી નીકળે છે સામ ઉપાયનો પ્રયોગ નિષ્ફળ જતા સખી નાયકને માર્મિક મધુર ક્લેશ વચનથી નમન આદિ ઉપાય યોજવા પ્રબોધે છે ઠપકાના વચન-રૂપ નર્મ છે

રસિકસંજીવની તથા શૃઙ્ગારદીપિકામા ઉપરના શ્લોકનૂ વ્યાખ્યાન જુદી રીતે આપેલૂ છે નાયકે સખી આગમચથી સાધી રાખી છે, એમ અર્જુનવર્મદેવ અને વેમ ભૂપાલનૂ માનવૂ છે આથી કરીને તેઓ કહે છે કે સખી જોકે નાયકને ઠપકો દેતી જણાય છે, તોપણ વસ્તુત તે નાયિકાને જ વ્યગ વાકયથી પ્રબોધે છે સખી મર્મોથી જ-ણાવે છે, જે 'બહેન! તૂ જરા વિચાર કર તૂ છેક મુગ્ધ હતી, કાઇ સમજતી ન હતી તે વખતે પ્રીતિમા પહેલ કરી તને પ્રેમનો રસ ચખાડયો તે આ જ પિયુએ નેહ ભેર અનેક લાડ લડાવ્યાં તે પણ એમણે જ તેમણે કોઇ દિવસ તને દૂભવી નથી તે તે આજ તને દૂભવે ખરા ? ન જ દૂભવે, અર્થાત્ મિથ્યા વ્હેમથી તૂ ખાલી ભરમાઈ ખોટુ રૂસણું લેઈ બેઠી છે વાંક ન છતા પણ પિયુ મીઠા બોલથી તને સમજાવવાનૂ કરે છે, પણ તૂ કઠોર થઈ ગણકારતી નથી સારે હવે થયૂ, એ ટાળીને તને તજી જાય, એટલે ધૂસ્કે ધૂસ્કે રોજે પછી'. આમ અર્થ લેતાં પ્રસ્તુત શ્લોક અત્યતતિરસ્કૃતવાચ્ય ધ્વનિનો દૃષ્ટાંત બને છે સામ ઉપાય નિષ્ફળ જતા ભેદ ઉપાયનો પ્રયોગ સમજવાનો છે શાર્દૂલવિક્રીડિત ૭૬

पुराभूदस्माकं नियतमविभिन्ना तनुरियं
ततोऽनु त्वं प्रेयानहमपि हताशा प्रियतमा ।
इदानीं नाथस्त्वं वयमपि कलत्रं किमपरं
मयाप्तं प्राणानां कुलिशकठिनानां फलमिदम्[१] ॥७७॥

જરા એ ના જુદું હતું તન અમારૂં પ્રથમ આ;
પછીથી દુર્દૈવે પ્રિય પ્રિયતમા આપણ બન્યાં;
તમે હાવાં સ્વામી ! હું પણ તમ ભાર્યા જ ! અથવા,
થયા પાપી પ્રાણો કઠણ, ફળ્યું તેનું જ ફળ આ. ७७

જરા એ૦–જીવ એક ને દેહ જૂજવા, અથવા કાયા અને છાયા, એમ જે કહેવામાં આવે છે, તેટલો પણ ભેદ ન હતો; ઉભયનું એક જ શરીર બન્યું હોવાથી હું અર્ધાંગ તે અર્ધાંગ જ હતી આ જ મતલબથી ભેદવાચક આપણું નહિ પણ અભેદવાચક 'અમારૂં' પદનો પ્રયોગ છે. પ્રથમ–પૂર્વે. સાદો 'પ્રિય' શબ્દ નાયિકાનો નાયક પ્રત્યે અકૃત્રિમ પ્રેમ બતાવે છે. તેથી ઊલટું 'પ્રિયતમા' પદ નાયકનો પ્રેમ કૃત્રિમ અને ઉપચારમાં સમાયલો છે એમ જણાવે છેઃ શાથી જે સત્યતા વિશે 'આ સાચું' 'આ વધારે સાચું' એમ કહેવું સંભવે જ નહિ, તેમ પ્રેમને વિશે 'વ્હાલું' 'વધારે વ્હાલું' 'સૌથી વ્હાલું' ( प्रिय, प्रियतर, प्रियतम ) એવું તારતમ્ય ઘટે જ નહિ. આટલા માટે જ નાયિકા હાલું 'પ્રિયતમા' પદ પામી પોતાનું દુર્દૈવ

૧ पुरा તથા नियतम् પાઠ રવિચંદ્રની कामदा ટીકામાંથી લીધા છે. અસલમાં तथा અને प्रथमम् અનુક્રમે છે. ઉપરના શ્લોક સાથે નીચેનો कुवलयानन्दनी रसिकरञ्जनी ટીકામાંથી લીધેલો શ્લોક સરખાવા લાયક છેઃ-यत्रैव मुग्धेति कृशोदरीति प्रियेति कान्तेति महोत्सवोऽभूत् । तत्रैव दैवाद्वदने त्वदीये पत्नीति चरन्ति वाचः ॥

લેખે છે બહુવચનાત 'તમે' સર્વનામ અને અધિકારવાચક 'સ્વામી' પદથી નાયકના વિશે ધણીપણાનો—સેવ્યપણાનો, તેમ જ ભાર્યા' શબ્દથી નાયિકાના વિશે ભરણપોષણ-ધાનલૂગડા ખાતર તાબેદારી ઊઠાવવાનો ભાન સૂચવ્યો છે 'પાપી' શબ્દ ચિત્તની ગર્હા જણાવે છે વળી 'કઠણ' પદ હૃદયની નિષ્ઠુરતાના આક્ષેપમા પરિણમે છે

અહી નિર્વેદ નામે સંચારી ભાવ ઉત્તરોત્તર રતિનો હ્રાસ પ્રકાશે છે વિષાદ આદિ સહકારી છે વળી 'અમારૂ, આપણ સ્વામી, ભાર્યા,' આદિ પદમા પદપ્રકાશ્ય ધ્વનિ છે, તથા 'હતુ, પ્રિયતમા' વગેરે પદના કૃત્ તથા તદ્ધિત પ્રત્યયમા પદૈકદેશપ્રકાશ્ય ધ્વનિ છે, તેમ જ પહેલા ચરણની એકવાક્યાત્મક, બીજાની એકીકૃતવાક્યાત્મક અને ત્રીજાની ભિન્નવાક્યાત્મક રચનામા રચનાપ્રકાશ્ય ધ્વનિ છે, અને આરભમા મૃદુ અને પછી ઉત્તરોત્તર અધિક કઠોર વર્ણના પ્રયોગમા વર્ણપ્રકાશ્યધ્વનિ છે નાયિકા પ્રૌઢા અધીરા છે કુવલયાનદમાં શ્લોક પર્યાય અલકારના દષ્ટાત તરીકે આપ્યો છે માન નર્મ છે શિખરિણી ૭૬

---

રસાભાસ

इद कृष्ण कृष्णं प्रियतम ननु श्वेतमथ किं
गमिष्यामो यामो भवतु गमनेनाथ भवतु ।
पुरा येनैव मे चिरमनुसृता चित्तपदवी
स एवान्यो जात सखि परिचिताः कस्य पुरुषा ॥७८॥

'દીસે દૂહાડો,' તો કે 'દિન', 'નહિ, નિશા છે,' 'ઠીક,નિશા',
'ચલો', 'ચાલો', 'ના ના, નહિ જ જઇયે,' 'તેમ પણ હા',
પિયુ જે નાચતા મુજ જ નચવ્યા એવી વિધ, તે
નથી આજે, કોના કદી પણ થયા કે નર થશે ? ૭૮

પૂર્વાર્ધમાં, નાયક જ્યારે નાયિકા વિશે પરમ આસક્ત હતો, તે સમયની નાયક નાયિકાની પરસ્પર ઉક્તિપ્રત્યુક્તિ નાયિકામુખે વર્ણી છે. ઉત્તરાર્ધમાં, હાલ નાયકે કેવળ બદલાઈ નાયિકાને વીસારી મૂકી છે, તેનું સૂચન છે.

અહીં છેલ્લા ચરણના ઉદ્વેગથી પ્રતીત થતો વિષાદ નામે સંચારી ભાવ છે. રતિ અનુભયનિષ્ટ હોવાથી શૃંગારરસાભાસનો આ દ્દષ્ટાંત બને છે. વિષાદના વચનરૂપ નર્મ છે. શિખરિણી છંદ.

रोहन्तौ प्रथमं ममोरसि तव प्राप्तौ विवृद्धिं स्तनौ
संलापास्तव वाक्यभङ्गिमिलनान्मौग्ध्यं परं त्याजिताः ।
धात्रीकण्ठमपास्य बाहुलतिके कण्ठे तवासञ्जिते
निर्दाक्षिण्य करोमि किं नु विरिखाप्येषा न पन्थास्तव ॥७९॥

ખીલી આ મુજ ઊગતી કુચકળી ઉરે તમારે ઠરી;
શીખી આ મમ જીભ મુગ્ધ તમથી વાણીતણી ચાતુરી;
માના કંઠથી બાંવડી ઉતરી આ કંઠે તમારે ઝુલી;
આ વાટે, પિયુ, તે તમે ન ફરકો ! શી વાત ત્યાં સ્નેહની ? ૭૯

માની સોડ મૂકી પિયુની કોટે વળગેલી નાયિકાનું અનેક લાડ લડાની પાછળથી વીસારી મૂકતા કંથ પ્રત્યે આ લાચારીનું બોલવું છે. અહીં વિષાદ નામે સંચારી ભાવ પ્રકાશે છે. 'આ વાટે' ઇત્યાદિ દીન વચનમાં દીસી આવતો હૃદયનો ઉદ્વેગ તેનો અનુભાવ છે. રતિ ઉભયનિષ્ટ ન હોવાથી આ શૃગારરસાભાસનો દ્દષ્ટાંત છે. ઠપકાનાં વચનરૂપ નર્મ છે. વિષમ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત ૭૬

सखि.स सुभगो मन्दस्नेहो मयीति न मे व्यथा
विधिपरिणतं यस्मात् सर्वो जनः सुखमश्नुते ।

मम तु मनसः संतापोऽयं प्रिये विमुखेऽपि यत्
कथमपि हतव्रीडं चेतो न याति विरागताम् ॥८०॥

રતિ પરહરી નાથે, તેનું ન દુઃખ ધરૂં મને.
વિધિનું નિરમ્યૂં, બ્હેની! માનું, મળે સુખ સર્વને.
બદલઈ ગયા વ્હાલા, હોયે. અરે પણ એમને
નફ્ટ હઈડું આ ના ભૂલે જ, એહ દહે મને. ૮૦

રતિ–પ્રીતિ. વિધિ–વિધાતા, બ્રહ્મદેવ. નિરમ્યૂં–નિર્માણ કરેલું. દહે–બાળે છે.

આ નાયકે તજી દીધેલી સ્ત્રીની સખી પ્રત્યે ઉક્તિ છે. નાયિકા પ્રૌઢા છે. તેની સ્થાયી રતિનું કવિએ સંચારી ઔત્સુક્યથી પોષણ કર્યું છે. રતિ એકતરફી હોવાના કારણથી પ્રસ્તુત શ્લોક શૃંગારરસાભાસનો દૃષ્ટાંત બને છે. વિષાદનાં વચનરૂપ નર્મ છે. હરિણી છંદ.

પ્રવાસ વિપ્રલંભ.

प्रस्थानं वलयैः कृतं प्रियसखैरस्रैरजस्रं गतं
धृत्या न क्षणमासितं व्यवसितं चित्तेन गन्तुं पुरः ।
यातुं निश्चितचेतसि प्रियतमे सर्वे समं प्रस्थिता
गन्तव्ये सति जीवित प्रियसुहृत्सार्थः किमुत्सृज्यते ॥८१॥

વ્હાલીડાં નીકળી પડયાં વલય સૌ; વેગે વહ્યાં આંસુડાં;
સંગે શાંતિ સિધાવી; આગમચથી ઊડી ગયૂં ઉર, હા!
જો, જો, નાથ જવાની વાત કરતાં ચાલી સહુ નીકળ્યાં;
ને તારે પણ, જીવ, છે જ જવૂં, તો રૂડા ખુએ સાથ કાં? ૮૧

નીકળી પડ્યાં–[1]હાથથી સરી પડ્યાં, [2]ચાલતાં થયાં વલય-બન્યાં, કંકણ વહ્યાં–[1]ગયાં, [2]ગયાં સિધાવી–[1]નાશ પામી, [2]રસ્તે પડી ઊડી ગયૂ– ફટકી ગયૂ, [2]ઊતાવળથી ગયૂ

અહીં કંકણ સરી પડવાથી કૃશતા, અશ્રુપાતથી અધૃતિ, શાંતિ નાશ પામવાથી મનસ્તાપ, અને હૃદયૂ ફટકી જવાથી અનાનભ નામે વિરહાવસ્થાન્ સૂચન છે વળી જીવને જવાનૂ કહેવાથી છેલ્લી વિરહાવસ્થા જે મરણ તેનો આક્ષેપ છે કાવ્યપ્રકાશમા પ્રવાસ વિપ્રનભ શૃગારના દૃષ્ટાંત તરિકે આ શ્લોક આપ્યો છે અહીં પિયુ આનમન છે, અને તેનૂ પ્રયાણ ઉદ્દીપન છે ચિંતા, અશ્રુપાત, દૈન્ય આદિ અનુભાવથી પ્રકાશતો નિર્વેદ પ્રવાસ વિપ્રનભનૂ પોષણ કરે છે નાયિકા પ્રવત્સ્યત્પતિકા છે પોતાના જીવને ઠપકાનાં વચનરૂપ નર્મ છે શાર્દૂલ વિક્રીડિત ૭૯

दृष्ट कातरया दृशा चिरतर बद्ध्वाञ्जलिं याचितः
पश्चादशुकपल्लवेन विधृतो निर्व्याजमालिङ्गित ।
इत्याक्षिप्य यदा समस्तमघृणो गन्तु प्रवृत्त शठ
पूर्वं प्राणपरिग्रहो दयितया मुक्तस्ततो वल्लभ [1] ॥ ८२ ॥

ભાળ્યો દામણી દૃષ્ટિએ, વીનવિયો બે એ કરો જોડીને,
વાર્યો વસ્ત્ર ગ્રહી રહી જ, જકડી રાખ્યો ભુજે ભીડીને,
તો એ કથ કઠોર તત્પર થતા જાવા ન તે લેખીને
પૂર્વે પ્રાણ જ છોડિયા નિજ, પછી પ્રાણેશ તન્વંગીએ ૮૨

૧ સરખાવો સુભાષિતાવલિ, શ્લોક ૧૦૫૮, નામરહિત–
पश्चान्ते पटपल्लवेन विधृत साम्र चिर वीक्षितो, मा गास्त्वक णेति मोदकरुण बद्ध्वाञ्जलिं याचित । उत्सृज्यैवमुपस्थितामपि यदा गन्तु प्रवृत्त शठ पूर्व प्राणपरिग्रहो दयितया मुक्तस्ततो वल्लभ ॥

અહીં દીનપણે જોવું, હાથ જોડવા, છેડો પકડવો અને પિયુ નેણુજમાં ભીડી રાખવું, એ અનુભાવથી પ્રતીત થતું દૈન્ય પ્રાણ તજવારૂપ કાર્યથી મરણનું સહકારી બની તેની પુષ્ટિ કરે છે. કરુણાંત પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. વિરહની દશમી અવસ્થાનું આ વર્ણન છે. નાયિકા પ્રવત્સ્યત્પતિકા અને નાયક શઠ છે. ચેષ્ટાકૃત સંભોગેચ્છારૂપ નર્મ છે. અતિશયોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

याताः किं न मिलन्ति सुन्दरि पुनश्चिन्ता त्वया मत्कृते
नो कार्या नितरां कृशासि कथयत्येवं सबाष्पे मयि ।
लज्जामन्थरतारकेण निपतत्पीताश्रुणा चक्षुषा
दृष्ट्वा मां हसितेन भाविमरणोत्साहस्तया सूचितः ॥८३॥

"કાં સોસે પડીં, સુંદરી, ઉર ઝૅરે ? જે જાય દેશાવરે,
તે શું આવી મળે ન ? " એમ વદતાં હું આંસુ સાથે સ્યમે
તન્વીએ. જળ નેનનું ગળી જઈ લાજે ધીરી દૃષ્ટિથી
નિહાળી હસતે મુખે જ જણવી તૈયારી મૃત્યુતણી. ૮૩

'પ્રવાસની મુશ્કેલીઓ મનથી કલ્પી મારે માટે આ ફિકરમાં ખૂડી ગઈ છે' એમ સમજી નાયિકાના મનનું સમાધાન કરવા નાયક કહે છે, કે 'વ્હાલી ! તુ ફિકર ન કર. પ્રવાસેથી બીજા પાછા આવે છે, તેમ હું પણ આવીશ; ને આપણે ફરી મળીશું.' પરંતુ નાયિકાના મનની સ્થિતિ જુદી છે. વિરહનાં ત્રાસથી તેના હોશ ઊડી ગયા છે. તે મરણ સન્મુખ જુએ છે. તેથી આંસુ ગળી જઈ હસતે મ્હોએ તે પ્રિયતમનું મુખ છેલ્લુંવેલ્લું નયન ભરી નિરખે છે. તેના હૃદયનો કારમો ભાવ કળી જઈ નાયક જવાનું માંડી વાળે છે[1].

---

[1] સંસ્કૃત ટીકાકારોનું વ્યાખ્યાન આથી જુદું છે. જુઓ **रसिकसंजीवनी** અને **शृङ्गारदीपिका**; અથવા તો અમરુશતકની ત્રીજી આવૃત્તિ.

અહીં પ્રિયતમનૂં દર્શન અનુભવનાં મરણ થાય છે, તેથી સુખને હસતૂ વર્ણવ્યૂ છે તેની ઝાંખીમા અંતરાય ન થાય, તેટલા માટે આસુ ગળી ગયાનૂં કહ્યૂં છે નાયિકા ધૃષ્ટ કિંવા દેખાવ કરનારી નથી પણ સુશીલ ને કુલીન છે, તે દૃષ્ટિ લાજે ધીરી વર્ણવી સૂચવ્યૂં છે તે વિજોગ કરતા મરણ પસંદ કરે છે, એ ભાવ મરણની તૈયારી શબ્દથી જણાવ્યો છે તે દ્વારા અહીં ભાવી મરણનો આક્ષેપ છે પ્રવાસ વિપ્રલભ શૃગાર છે કાવ્યપ્રકાશમા અપ્રસ્તુતપ્રશસાનાં દૃષ્ટાંત તરીકે પ્રસ્તુત શ્લોક આપ્યો છે નાયિકા પ્રવત્સ્યત્પતિકા છે પ્રવાસથી વિરમવાનો ધ્વનિ છે આત્મોપક્ષેપ નર્મ છે શાર્દૂલવિક્રીડિત ૭૯

लोलैर्लोचनवारिभिः सशपथैः पादप्रणामै प्रियै–
रन्यैश्चापि निवारयन्ति कृपणाः प्राणेश्वरं प्रस्थितम् ।
धन्याह नज मङ्गल सुदिवस प्रात· प्रयातस्य ते
यत्स्नेहोचितमीहित प्रियतम त्वं निर्गतः श्रोष्यसि ॥८४॥

આંસુ ઢાળી, પગે પડી, સમ દઈ, કૈ ચાગલાઓ કરી
રોકે રાંકડી જે વિદેશ પળતા પ્રાણેશને, તે બીજી,
સાધો મગળ લગ્ન કથ! સુખથી વ્હાણું જ, હોજો ખમા.
ગાઢા સ્નેહ સરીખૂં કાર્ય મુજ જે, તે સુણશો વાટમાં ૮૪

મગળ લગ્ન–શુભ મુહૂર્ત

પ્રસગ જરા બદલાય છે નાયક નીકળવાનૂ મુહૂર્ત નક્કી કરે છે તે વખતે નાયિકા પ્રસગને અનુકૂળ કારમી ધીરજ બતાવે છે, તેની સાથે પ્રસ્થાનોત્તર પ્રાણપરિત્યાગનો નિશ્ચય પણ માર્મિક વચનથી જણાવે છે

'વિદેશ જવા તત્પર થયેના પિયુને તે તે પ્રકારે રોકનારી બીજી' એમ કહેવાથી પ્રતિકૂળ આચરણને લીધે તેમના પ્રત્યે તિરસ્કાર બતાવી અનુકૂળ આચરણથી નાયિકાએ પોતાનૂ ધન્યત્વ સૂચવ્યૂં છે, 'રાંકડી'

શબ્દમાં વિરહદુઃખની કાયર, કંગાલ' એવો ભાવ સમાવી પોતાના મરણોત્સાહનો ધ્વનિ મૂક્યો છે; અને 'સાધો મંગળ લગ્ન' વગેરે શબ્દથી પોતાની દૃઢતા બતાવી છે. 'પ્રાણેશ' પદ પતિપરાયણ વૃત્તિ દર્શાવે છે. વળી 'કથ' શબ્દ અત્યત પ્રેમ પ્રકાશે છે. તેવા ગાઢ પ્રેમને છાજે એવું કાર્ય તે પ્રિયતમની ઇચ્છાને તાબે થવું, તેના પ્રયાણના નિશ્ચયમાં આડા ન આવવું કહેવાનો ગૂઢ મર્મ એવો છે કે, કે તમે પંથે પડ્યા પછી મારા મૃત્યુના સમાચાર સાંભળશો ને વિમાંસશો, કે તમારા પ્રયાણમાં વિઘ્ન ન આવવા દેવાના આપણા ગાઢા પ્રેમને અનુગુણ નિર્મળ ઉદ્દેશથી જ દૂ કઠણ હૃદય કરી કારમી ધીરજથી મારા પ્રાણનૂ પ્રયાણ વારી રહી હતી.

અહીં પણ ઉત્સાહ સંચારી ભાવરૂપે પ્રકાશે છે. વિરહના મરણાંત દુઃખથી ન ડરી અડગપણે પિયુને પ્રયાણનૂ મુહૂર્ત સાધવા કહેવું વગેરે તેના અનુભાવ છે. પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા પ્રવત્સ્યત્પતિકા છે પ્રયાણથી વિરમવાનો ધ્વનિ છે. આત્મોપક્ષેપ નર્મ છે. આક્ષેપ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

गन्तव्यं यदि नाम निश्चितमहो गन्तासि केयं त्वरा
द्वित्राण्येव पदानि[1] तिष्ठतु भवान् पश्यामि यावन्मुखम्।
संसारे घटिकाप्रणालविगलद्वारासमे जीविते
को जानाति पुनस्त्वया सह मम स्याद्वा न वा संगमः॥८५॥

૧ पदानि પાઠ ક્ષેમેન્દ્રની औचित्यविचारचर्चाમાંથી લીધો છે. ઉક્ત કવિના कविकण्ठाभरणમાં પ્રસ્તુત શ્લોકના છેલ્લા ચરણને અવલંબીને નીચે પ્રમાણે શ્લોક છેઃ–हहो स्निग्ध सखे विवेक बहुभिः प्राप्तोऽसि पुण्यैर्मया, गन्तव्यं कतिचिद्दिनानि भवता नास्मत्सकाशात्क्वचित् । त्वत्सङ्गेन करोमि जन्ममरणोच्छेदं गृहीतत्वर., को जानाति पुनस्त्वया सह मम स्याद्वा वा संगमः॥

અહીં પ્રિયતમનૂ દર્શન અનુભવતાં મરણ થાય છે, તેથી મુખને હસતૂ વર્ણવ્યૂ છે. તેની ઝાંખીમાં અંતરાય ન થાય, તેટલા માટે આંસુ ગળી ગયાનૂ કહ્યૂ છે. નાયિકા ધૃષ્ટ કિંવા દેખાવ કરનારી નથી પણ સુશીલ ને કુલીન છે, તે દૃષ્ટિ લાજે ધીરી વર્ણવી સૂચવ્યૂં છે. તે વિજોગ કરતાં મરણ પસદ કરે છે, એ ભાવ મરણની તૈયારી શબ્દથી જણાવ્યો છે. તે દ્વારા અહીં ભાવી મરણનો આક્ષેપ છે. પ્રવાસ વિપ્રલંભ શૃગાર છે. काव्यप्रकाशमां અપ્રસ્તુતપ્રશંસાનાં દષ્ટાંત તરીકે પ્રસ્તુત શ્લોક આપ્યો છે. નાયિકા પ્રવત્સ્યત્પતિકા છે. પ્રવાસથી વિરમવાનો ધ્વનિ છે. આત્મોપક્ષેપ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

लोलैर्लोचनवारिभिः सशपथैः पादप्रणामैः प्रियै–
रन्यैश्चापि निवारयन्ति कृपणाः प्राणेश्वरं प्रस्थितम् ।
धन्याहं व्रज मङ्गलं सुदिवसं प्रातः प्रयातस्य ते
यत्स्नेहोचितमीहितं प्रियतम त्वं निर्गतः श्रोष्यसि ॥८४॥

આંસુ ઢાળી, પગે પડી, સમ દઈ, કે ચાંગલાંઓ કરી
રોકે રાંકડી જે વિદેશ પળતા પ્રાણેશને, તે બીજી;
સાધો મંગળ લગ્ન કંથ! સુખથી વ્હાણે જ; હોને ખમા.
ગાઢા સ્નેહ સરીખૂં કાર્ય સુજ જે, તે સુણશો વાટમાં ૮૪

મગળ લગ્ન–શુભ મુહૂર્ત

પ્રસગ જરા બદલાય છે. નાયક નીકળવાનૂ મુહૂર્ત નક્કી કરે છે. તે વખતે નાયિકા પ્રસંગને અનુકૂળ કારમી ધીરજ બતાવે છે, તેની સાથે પ્રસ્થાનોત્તર પ્રાણપરિત્યાગનો નિશ્ચય પણ માર્મિક વચનથી જણાવે છે.

'વિદેશ જવા તત્પર થયેલા પિયુને તે તે પ્રકારે રોકનારી બીજી' એમ કહેવાથી પ્રતિકૂળ આચરણને લીધે તેમના પ્રત્યે તિરસ્કાર બતાવી અનુકૂળ આચરણથી નાયિકાએ પોતાનૂં ધન્યત્વ સૂચવ્યૂં છે; 'રાંકડી'

શબ્દમાં વિરહદુઃખની કાયર, કંગાલ' એવો ભાવ સમાવી પોતાના મરણોત્સાહનો ધ્વનિ મૂક્યો છે; અને 'સાધો મંગળ લગ્ન' વગેરે શબ્દથી પોતાની દઢતા બતાવી છે. 'પ્રાણેશ' પદ પતિપરાયણ વૃત્તિ દર્શાવે છે. વળી 'કથ' શબ્દ અત્યંત પ્રેમ પ્રકાશે છે. તેવા ગાઢ પ્રેમને છાજે એવું કાર્ય તે પ્રિયતમની ઇચ્છાને તાબે થવું, તેના પ્રયાણના નિશ્ચયમાં આડા ન આવવું. કહેવાનો ગૂઢ મર્મ એવો છે કે, કે તમે પંથે પડ્યા પછી મારા મૃત્યુના સમાચાર સાંભળશો ને વિમાસશો, કે તમારા પ્રયાણમાં વિઘ્ન ન આવવા દેવાના આપણા ગાઢા પ્રેમને અનુગુણ નિર્મળ ઉદ્દેશથી જ હૂ કઠણ હૃદય કરી કારમી ધીરજથી મારા પ્રાણનું પ્રયાણ વારી રહી હતી.

અહીં પણ ઉત્સાહ સંચારી ભાવરૂપે પ્રકાશે છે. વિરહના મરણાંત દુઃખથી ન ડરી અડગપણે પિયુને પ્રયાણનું મુહૂર્ત સાધવા કહેવું વગેરે તેના અનુભાવ છે. પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા પ્રવત્સ્યત્પતિકા છે. પ્રયાણથી વિરમવાનો ધ્વનિ છે. આત્મોપક્ષેપ નર્મ છે. આક્ષેપ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

गन्तव्यं यदि नाम निश्चितमहो गन्तासि केयं त्वरा
द्वित्राण्येव पदानि[1] तिष्ठतु भवान् पश्यामि यावन्मुखम्।
संसारे घटिकाप्रणालविगलद्वारासमे जीविते
को जानाति पुनस्त्वया सह मम स्याद्वा न वा संगमः॥८५॥

---

૧ पदानि પાઠ ક્ષેમેન્દ્રની औचित्यविचारचर्चाમાંથી લીધો છે. ઉક્ત કવિના कविकण्ठाभरणમાં પ્રસ્તુત શ્લોકના છેલ્લા ચરણને અવલંબીને નીચે પ્રમાણે શ્લોક છે:-हहो स्निग्ध सखे विवेक बहुभिः प्राप्तोऽसि पुण्यैर्मया, गन्तव्यं कतिचिद्दिनानि भवता नास्मत्सकाशात्क्वचित्। त्वत्सङ्गेन करोमि जन्ममरणोच्छेदं गृहीतत्वरः, को जानाति पुनस्त्वया सह मम स्याद्वा न वा संगमः॥

છે ધાર્યું જવું તો ભલે પિયુ ! જજો. કાં આ પરંતુ ત્વરા ?
રૂહો વ્હાલા ! ઠગ બે, સુખાબ્જ મધુરૂં જોઈ લઉં હું જરા;
સંસારે ઘટમાળના જળ સમૂં આયૂ વહ્યૂં જાય આ;
કો જાણે, અહીં આપણું ય મળવું થાશે ફરી વા ન વા ? ૮૫

ત્વરા–ઉતાવળ. આયૂ–આયુષ્ય. સુખાબ્જ–કમળ જેવું મુખ.

અહી પ્રસંગ બહુ બદલાયો છે. વિદેશ જવાની વાતે થઈ ગઈ, નીકળવાનું મુહુર્ત પણ લેવાઈ ગયું અને ઊપડવાનો વખત પણ આવ્યો છે. નાયક ચાલી નીકળે છે. લથડિયાં ખાતી નાયિકા તેની પૂંઠે ઘસડાય છે. જતાં જતાં ક્ષીરતરુ આગળ છેવટ છૂટા પડવાનો સમય આવે છે, અને સંબંધીને પાછા વાળી નાયક આગળ વધી ગયેલા સાથીઓના ભેળા થવા ઉતાવળો થાય છે. તે તકે નાયિકાની આશાનો છેલ્લો તંતુ તૂટી જાય છે; ને તેનૂં કાળજૂં ફડફડે છે. જીવ ઝોલે ચડતાં સર્વનાશના વૈરાગ્યથી ગદ્દગદ સ્વરે બે ડગલાં થોભી મધુરા સુખારવિંદની છેલ્લી ઝાંખી કરવા દેવા તે પિયુને વીનવે છે. પ્રસંગ અત્યંત કરુણ છે. આ નિરાશામય અસાધારણ સ્થિતિ ધ્યાનમાં લેનાર રસજ્ઞને રસમર્મજ્ઞ કવિની વાણીનૂં સ્વારસ્ય સમજાશે. એક તર્ફ વિભ્રમ આદિ અનુભાવથી પ્રતીત થતા પ્રબળ ઔત્સુક્યે મચાવેલા ક્ષોભ સાથે હૃદયની ઊંડી ગુફાઓમાં ઘૂઘવતો શૃંગાર-રસ ઊછાળા મારે છે. તે જ વખતે બીજી તર્ફ પિયુના વિરહે સર્વનાશના નિર્વેદથી

पादाङ्गुष्टेन भूमिं किशलयरुचिना सापदेशं लिखन्ती
भूयो भूयः क्षिपन्ती मयि सितशबले लोचने लोलतारे ।
वक्त्रं ह्रीनम्रमीषत्स्फुरदधरपुटं वाक्यगर्भं दधाना
यन्मां नोवाच किंचित्स्थितमपि हृदये तन्मनो मे दुनोति ॥८६॥

અંગુઠાએ ખણુંતી અવનિ કંઈ મિષે પાય ટીશી સમાએ,
ભાળંતી મુજ સામૂં સિત શવલ ન્હીંલી લોલ દષ્ટે અહા એ
લજ્જાએ નમ્ર મ્હોના તરવર અધરે બોલ આવ્યા છતાં એ
બોલી હૈયૂં ન બોલી વિધુર રસિકડી, ચચરે ચિત્તમાં એ. ૮૬

મિષ–નિમિત્ત, બ્હાનું. સિત–ધોળી. શવલ–કીકીના કાળા ભાગની તથા નેત્રના ધોળા ભાગની છાયા મળી જવાથી ચિત્ર વર્ણની. લોલ–ચંચળ. નમ્ર–નીચૂં નમેલૂં. તરવર અધર–કંપતો નીચલો ઓઠ. વિધુર–લાચાર.

અહીં અંગૂઠે ભોંય ખણવાથી વિષાદનૂં ગોપન છે. દૃષ્ટિને ધોળી અને ચિત્રવર્ણની કહ્યાથી વિકળપણાનૂં, અને તે દ્વારા છૂપાવવાનો પ્રયત્ન કર્યા છતાં એ પ્રકારના હૃદયક્ષોભનૂં સૂચન છે. વળી ન્હીંલી લોલ દૃષ્ટિએ ભાળ્યાથી વિરહના ત્રાસનો અને દીનતાનો આક્ષેપ છે. તેમ જ ઓઠે બોલ આવ્યાનૂં જણાવ્યાથી તીવ્ર ઉત્કંઠાનો નિર્દેશ છે, તથા નીકળવા તત્પર થયેલા પિયુને ના કહેવામાં કે વારવામાં અપશુકનની બીતિથી દૃઢતા ધારણ કરી મૌન રહ્યાથી પતિપરાયણપણાનો ધ્વનિ છે. વિધુર શબ્દ દૃઢતાનૂં કૃત્રિમપણૂં બનાવે છે. એ રીતે અવહિત્થ, આવેગ, દૈન્ય, વિષાદ, ઔત્સુક્ય આદિ નાયિકાગત ભાવનો ઉપક્ષેપ છે. 'ચચરે' ઇત્યાદિ શબ્દ નાયકની કાર્યપરવશતા અને તેનો પશ્ચાત્તાપ સાથે સૂચવે છે.

અહીં નાયિકાની પ્રયાણસમયની દશાના નાયકના મન ઉપરના સંસ્કારથી પ્રકટતો, અને હૃદયની વિકલતા રૂપી અનુભાવથી પ્રતીત

થતો સ્મરણ નામે સંચારી ભાવ છે, તે નાયિકા રૂપી આલંબન અને તેના દર્શાતર રૂપી ઉદ્દીપનને અવલંબીને રતિ સ્થાયીથી જામેલા વિપ્રલંભને દીપાવે છે સંભોગ નર્મ છે. સ્રગ્ધરા છંદ.

यास्यामीति समुद्यतस्य गदितं विश्रब्धमाकर्णितं
गच्छन् दूरमुपेक्षितो मुहुरसौ व्यावृत्य तिष्ठन्नपि।
तच्छून्ये पुनराश्रितास्मि भवने प्राणास्त एते दृढा:
सख्यस्तिष्ठत जीवितव्यसनिनी दम्भादहं रोदिमि ॥८७॥

નીરાંતે પતિનાં 'પ્રિયે ! જઉં છું' એ વેણો રહી સાંભળી;
ક્યાં સુધી વળી થોભતા વળી વળી વ્હાલા ઉવેખ્યા વળી;
બેઠી આવી હું નાથશૂન્ય સદને; પ્રાણે રહી છું ધરી;
ઓપાગાળી જ જીવની છૂં સગલી; મોંધાઈ મૂકો, સહી !૮૭

વળી–પાછા ફરીને. વળી વળી–વારંવાર. સદન–ઘર. ધરી રહી છૂ–ધારણ કરી રહી છૂ.

પિયુ વિદેશ વિદાય થયા પછી આ પ્રોષિતપતિકાનું સખી પ્રત્યે બોલવૂ છે. અહીં જીવતરના વિદ્વેષથી અને પોતાના પંડની અવજ્ઞાથી પ્રકાશતો નિર્વેદ પ્રવાસ વિપ્રલંભ શૃંગારને પોષે છે. ત્રીજા ચરણમાં વિષાદ છે, તે નિર્વેદનો સહકારી છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

आलम्ब्याङ्गणवाटिकापरिसरे चूतद्रुमे मञ्जरीं
सर्पत्सान्द्रपरागलम्पटरणद्भृङ्गाङ्गनाशोभिनीम् ।
मन्ये त्वां तनुमुत्तरीयशकलेनाच्छाद्य बाला स्फुर-
त्कण्ठध्याननिरोधकम्पितकुचश्वासोद्गमा रोदिति ॥ ८८ ॥

ગુંજે મંજુલ મ્હો ભરી મધુકરી આત્રા પરાગે જહીં
એવી આમ્રની મંજરી ઘરતણી વાડી વિશે હા! થઈ,
દૃગો દાબી મુખે મૂંગે, ધડકતે ઉરે ઊંસાસે ભરી,
જાણે, શંકડી રોય એ પટતણા છેડે વપુ આવરી. ૮૮

મંજુલ–મધુર. મધુકરી–ભમરીઓ. પરાગ–આંબાના મોરમાં રહેલો પીળચટો ખુશબોદાર ભૂકો. આમ્રની મંજરી–આંબાના મોરની ડાંખળી. ઊંસાસ–ઉચ્છ્વાસ. વપુ–શરીર. આવરી–ઢાંકી.

વસંત ઋતુ બેસતાં પણ પત્નીને મળી ન શકતા વિયોગી પ્રવાસીની આ ઉક્તિ છે. અહીં 'હા' ઉદ્ગાર અને 'શંકડી' આદિ વિશેષણના પ્રયોગથી નાયકગત વિષાદ નામે સંચારી ભાવનું નિરૂપણ છે. વસંત પહેલાં આવવાનું વચન ચૂક્યું એ તેનું કારણ છે. 'હવે આ વસંતમાં પ્રિયાનું શું થશે!' એ વિચાર વિષાદને પોખે છે. અહીં નાયિકાગત આવેગ નામે ભાવનું પ્રદર્શન છે. દૃગો ઊપજવો એ તેનો અનુભાવ છે. પિયુનો વિયોગ આલંબન છે, અને આંબાને મોર આવવો તે ઉદ્દીપન છે. વેપથુ, અશ્રુપાત, વૈવર્ણ્ય આદિ સાત્ત્વિક ભાવ તેના સહકારી છે. આ પ્રવાસ વિપ્રલંભ શૃંગારનો દૃષ્ટાંત છે. નાયિકા મુગ્ધા પ્રોષિતપતિકા અને નાયક અનુકૂળ છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

धीरं वारिधरस्य वारि किरतः श्रुत्वा निशीथे ध्वनिं
दीर्घोच्छ्वासमुदश्रुणा विरहिणीं बालां चिरं ध्यायता ।
अध्वन्येन विमुक्तकण्ठमखिलां रात्रिं तथा क्रन्दितं
ग्रामीणैः पुनरध्वगस्य वसतिर्ग्रामे निषिद्धा यथा ॥ ८९ ॥

ગાઢી મેઘની વૃષ્ટિ ને ગરજના અર્ધી નિશાની સુણી
ઊંડા શ્વાસથી આંસુડાં ગરી ગરી બાળા ઝૂરંતી સ્મરી
છાતીફાટ પ્રવાસી રાત અખિલે એવો રડ્યો, કે ફરી
ગામે ત્યારથી પંથીને ઉતરવા દેવાની બંધી કરી. ૮૯

આ શ્લોકમાં વર્ષા બેસતા પહેલાં વાયદા પ્રમાણે ઘર ભણી વળતાં રસ્તામાં મેઘનો ઉદય જોઈ ફિકરમાં પડેલા પ્રવાસીનું વર્ણન છે. પ્રિયાનું કાચું હ્રદય અને વિરહનો અનનુભવ બતાવવા 'બાળા' શબ્દ મૂક્યો છે. મધરાતે આસનાવાસના કરવા પાસે સખીઓ નહિ હોવાથી મેઘની ગર્જના સાંભળી અધીરી મુગ્ધા કદાચ દેહ છાંડશે, એવા અનર્થનો આક્ષેપ છે. મધરાત અને મેઘના અંધકારથી પંથે પડવાનો પ્રતિરોધ સૂચવ્યો છે. 'ગામે મુસાફરને ઉતરવા દેવાની બંધી કરી' એ વાક્યમાં વિયોગી રસિક પ્રવાસીના વિલાપથી અરસિક ગામડિયાનાં જડ હૃદય પણ વિરહવેદનાના વેગથી ભેદાઈ ગયાં, એવો ભાવ સમાવી વિલાપના અત્યંત કરુણત્વનો ધ્વનિ ઊપજાવ્યો છે.

અહીં આવેગ નામે સંચારી ભાવનું નિરૂપણ છે. એકાએક મેઘોદય, ગાઢ સંતત વૃષ્ટિ, અને ગંભીર ઘોર ગર્જનાથી પ્રિયાની માઠી વલેનો વિચાર તે તેનું આલંબન છે. મધ્ય રાત્રિનો સમય તેનું ઉદ્દીપન છે. છાતીફાટ રુદન એ તેનો અનુભાવ છે. બીજા ચરણમાં ચિંતા નામે સંચારી ભાવ છે, તે આવેગનો સહકારી છે. પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. ભય નર્મ છે. ગામડિયાનાં હૃદય ભેદનારૂં વિરહવર્ણનરૂપ કારણ પ્રસ્તુત છતાં ધર્મશાળામાં પ્રવાસીને ઉતરવા દેવાની બંધીરૂપ અપ્રસ્તુત કાર્યના નિર્દેશને લીધે અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

मलयमरुतां वाता याता विकासितमल्लिका-

परिमलभरो भग्नो ग्रीष्मस्त्वमुत्सहसे यदि ।
घन घटयितुं तं निःस्नेहं य एव निवर्तने
प्रभवति गवां किं नश्छिन्नं स एव धनंजयः[१] ॥ ९० ॥

---

૧ याता પાઠ कुवलयानन्दमांथी લીધો છે. અસલમાં याता છે. આ શ્લોકના છેલ્લા ચરણની કહેવતને અપ્પય દીક્ષિત આભીરજાતિપ્રસિદ્ધ કહે છે.

ફૂલવાં ફૂલવી ફૂલો ફૂલ્યો સમીરણ દક્ષિણે;
મહમહ થતો હાર્યો ફોરે સ્ફુરી સ્ફુરી ગ્રીષ્મે;
કદીક ઘન હે! આણે તું એ કઠોર પિયુ બળે.
ગયું શું? ધણ જે લાવે વાળી ધનંજય તે વળે. ૯૦

ફૂલ્યો–ફૂલી ગયો, પાર થઈ ગયો. સમીરણ દક્ષિણે–મલયાચળનો પવન પણ. ફોર–સુવાસ. ગ્રીષ્મે–ગરમીની મોસમ પણ. ધણ–ગાયોનું ટોળું. ધનંજય–કૌરવ વિરાટ દેશના રાજાની ગાયો હરી ગયા હતા, તે પાછી વાળી લાવનાર અર્જુન; અહીં લાક્ષણિક અર્થ તેના જેવો બહાદુર.

વસંત અને ગ્રીષ્મની ઉદ્દીપનસામગ્રી વ્યર્થ ગઈ ને કઠણ હૃદયાના પિયુ ન આવ્યા, તે વર્ષા ઋતુમાં કાદવકચરાને લીધે રસ્તા અટકી પડવાથી ઘેર પાછા આવશે; એ આશાએ જીવતી પ્રોષિતપતિકા નવા ઉદય પામતા મેઘને જોઈ ઉપર પ્રમાણે તેને સંબોધે છે; અહીં 'કદીક' આદિ પદથી પ્રતીત થતો વિતર્ક નામે સંચારી ભાવ છે. દૈન્ય તેનું સહકારી છે. પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. પ્રોષિતપતિકા નાયિકા છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. લોકોક્તિ અલંકાર છે. અપ્પય દીક્ષિત કુવલયાનંદમાં એને છેકોક્તિ કરવા મથે છે. હરિણી છંદ.

आदृष्टिप्रसरं प्रियस्य पदवीमुद्वीक्ष्य निर्विण्णया
विच्छिन्नेषु पथिष्वहःपरिणतौ ध्वान्ते समुत्सर्पति ।
दत्त्वैकं सशुचा गृहं प्रति पदं पान्थस्त्रियास्मिन् क्षणे
मा भूदागत इत्यमन्दवलितग्रीवं पुनर्वीक्षितम् ॥ ९१ ॥

જોતું પંથીનું જોણ બંધ પડિયું, દૂહાડો ગયો આથમી,
ને અંધારું રહ્યું રમી, તહીં લગી ઊંચી ઊંચી ડોકથી
ખેંચી આંખ નિહાળી વાટ ડગલું એકાદ પાછું ભરી,
'આવંતા કદી હોય કંથ' કરીને જોયે વળી બાપડી. ૯૧

અહીં ઔત્સુક્ય નામે સંચારી ભાવ છે. આંખ ખેંચી ઊંચી ડોક પિયુની વાટ જોવી એ તેનો અનુભાવ છે. પિયુ ન આવ્યાથી 'બેટોસ' શબ્દ વડે વિષાદનો ઉદય વર્ણ્યો છે, તે ફરીને જોનારૂપ અનુભાવથી પુન પ્રકાશતા ઔત્સુક્યની દીપ્તિમાં સહકારી બને છે. 'બાપડી' પદ વળીને પાછૂ જોતાં પિયુને ન દીઠાથી પ્રગટતૂ દૈન્ય સૂચવે છે. પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા મધ્યા પ્રોષિતપતિકા છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. સ્વભાવોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

पत्र न श्रवणेऽस्ति बाप्पगुरुणोर्नो नेत्रयो कज्जलं
नो[1] रागोऽधरपल्लवे चरणयोस्तन्व्या न चाल्क्तक ।
वार्तोच्छित्तिषु निष्ठुरेति भवता मिथ्यैव संभाव्यते
सा लेख लिखतु च्युतोपकरणा न्यायेन केनाधुना ॥ ९२ ॥

કાને છે નહિ તાલપત્ર, રડતાં નેને નથી કાજળે,
પાન્હીએ અળતો નથી જ, અધરે એને નથી તાંબૂળે,
ખાલી કહુંણુ કાળજાની મનથી માનો તમે તન્વીને.
શાણે સાધન વ્હોણી વ્હીલી વીનવે, વ્હાલા, લખી? ફુહો મને.૯૨

સમાચાર ન લખ્યા બાબત ઠપકો દેતા નાયક પ્રત્યે નાયિકા તરફથી આવેલી દૂતીનૂ આ બોલવૂ છે. અહીં શરીરસંસ્કાર આદિ કાર્યના પરિત્યાગને લીધેના માલિન્યથી પ્રતીત થતો દૈન્ય નામે સચારી ભાવે પ્રવાસ વિપ્રલંભ શૃંગારનૂ પોષણ કરે છે. વિરહની અસૌષ્ઠવ અવસ્થા ચિતરી છે. નાયિકા પ્રોષિતપતિકા અને દૂતી નિસૃષ્ટાર્થા છે. સંભોગેચ્છારૂપ નર્મ છે. કાવ્યલિંગ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ

अच्छिन्न नयनाम्बु बन्धुषु कृत ताप सखीष्वाहितो
न्यस्त दैन्यमशेषत परिजने चिन્તा गुरुभ्योऽर्पिता ।

[1] અસલમા नो रागोऽधरपल्लवे બદલે राग पूर्वे इवाधरे છે નવો પાઠ કલ્પિત છે.

अद्य श्वः किल निर्वृतिं व्रजति[1] सा श्वासैः परं खिद्यते
विश्रब्धो भव विप्रयोगजनितं दुःखं विभक्तं तया ॥ ९३ ॥

અર્પી આધિ વડીલને, સમરપ્યાં સંબંધીને આંસૂડાં;
દાસીને દઈ દીધ દૈન્ય, સખીને સંતાપ સોંપ્યો સદા;
છે શ્વાસે જ પીડાય, તે ય તજશે એ આજકાલે હહા !
ચિંતા નાથ ! નથી હવે; વિરહની વીતી રહી છે. વ્યથા. ૯૩

નાયિકાની ખબર પૂછતા દૂરસ્થ નાયકને નિસૃષ્ટાર્થા દૂતીનું આ કહેવું છે. અહીં આધિ, સંતાપ આદિ થઈ થઈ શમવાથી મરણ નામે સંચારી ભાવનો આક્ષેપ છે. તે પ્રવાસ વિપ્રલંભ શૃંગારને પોષે છે. વાત્સ્યાયનસૂત્ર પ્રમાણે મૂર્છા નામે કામાવસ્થા છે. પર્યાય અલંકાર છે. ઠપકાનાં વચન રૂપી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

जन्योन्यमथितारुणाङ्गुलिनमत्पाणिद्वयस्योपरि
न्यस्योच्छ्वासविकम्पिताधरदलं निर्वेदशून्यं मुखम् ।
आमीलन्नयनान्तवान्तसलिलं श्लाघ्यस्य निन्दस्य वा
कस्येदं दृढसौहृदं प्रतिदिनं दीनं त्वया स्मर्यते[2] ॥ ९४ ॥

---

૧ અસલમાં अद्य श्वः परनिर्वृतिं भजति છે. નવો પાઠ સુભાષિતાવલિમાંથી લીધો છે. બીજા ચરણમાં न्यस्तं પાઠ છે, તે પણ તેમાંથી લીધો છે. અસલમાં दत्तं છે.

૨ સરખાવો शार्ङ्गधरपद्धति, શ્લોક ૩૪૧૪, નામ રહિત, पक्ष्माग्रग्रथिताश्रुबिन्दुनिकरैर्मुक्ताफलस्पर्धिभिः कुर्वत्या हरहासहारि हृदये हारावलीभूषणम् । बाले बालमृणालनालवलयालंकारकान्ते करे विन्यस्याननमायताक्षि सुकृती कोऽयं त्वया स्मर्यते ॥

જોડી આંગળીઓ પ્રવાળ સરખી, વાળેલ પાણિદ્વયે
મૂકીને મુખ શૂન્ય, દીન નયનો ઢાળી ભર્યાં આંસુએ,
ઊંડા શ્વાસથી તર્વરંત અધરે પીડાઈ નિત્યે ઉરે
કો આ ધન્ય અધન્યની જ અથવા તું પ્રીતિ તન્વી !સ્મરે ૯૪

પ્રવાળ–પરવાળાં પાણિદ્વય–બે હાથ. સ્મરે–સંભારે છે

અહીં ધ્યાનાવસ્થારૂપ અનુભાવથી પ્રતીત થતો ચિંતા નામે સંચારી ભાવ પ્રવાસ વિપ્રલંભ શૃંગારનું પોષણ કરે છે. અશ્રુપાત, વેપથુ આદિ સાત્ત્વિક ભાવ તેના સહકારી છે. નાયિકા પ્રોષિતપતિકા છે. તે નિરંતર નાયકને ઝંખ્યા કરે છે માટે તેને ધન્ય કહી કરી, આવી પ્રેમાળ નાયિકાને વીસારી તે વિદેશ રખડે છે માટે તેને અધન્ય કહ્યો છે. નાયિકાગત સંભોગે-ચ્છારૂપ શૃંગારી નર્મ છે. સ્વભાવોક્તિ અલંકાર છે શાર્દૂલ-વિક્રીડિત છંદ,

---

અયોગ વિપ્રલંભ

चट्टुलनयने शून्या दृष्टिः कृता खलु केन ते
क इह सुकृती दृष्टव्यानामुवाह धुरं पराम् ।
यमभिलिखितप्रख्यैरङ्गैर्न मुञ्चसि चेतसा
वदनकमलं पाणौ कृत्वा निमीलितलोचना ॥९५॥

સુતનુ ! તવ આ શાણે ચક્ષુ ચકોર સૂનાં બન્યાં ?
નરવર કયાકેરાં પૂરાં જ ભાગ્ય ભલાં ભળ્યાં ?–
મુખડું કરમાં મૂકી જેને મિચેલ વિલોચને
ઉર રહી રટે ચિત્રેલી કો છબી શી છબીલી હે ! ૯૫

અહીં અયોગ વિપ્રલંભ શૃંગારના ચિંતન નામે પ્રકારનું નિરૂપણ છે. સનકારપણું, સ્તબ્ધપણું આદિ વિકારથી પ્રતીત થતી જડતા તેનું પોષણ કરે છે. વાત્સ્યાયનસૂત્રમાં મન સંગ અને બીજે ચિત્તાસંગ નામે

કામાવસ્થા જે કહી છે, તેનૂ આ ચિહ્ન છે ચેષ્ટાકૃત મહોગેચ્છારૂપ શૃગારી નર્મ છે ઉપમા અલંકાર છે હરિણી ૭૮,

किं बाले मुग्धतेयं प्रकृतिरियमथो रौद्रता किं नु कोप
किं वा चापल्यमुच्चैर्व्रतमुत किमु ते यौवनारम्भदर्पः ।
यत् केशालापवक्त्रस्मितललितकुचभ्रूविलासावलम्बै
स्वस्थो लोकस्त्वदीयैर्मनसि विनिहितैर्दह्यतेऽमीभिरार्य [१] ॥९६॥

આ તે શૂ મુગ્ધતા, કે પ્રકૃતિ જ તુજ, કે કોપ, કે ક્રૂરતા છે ?
ચેષ્ટા સ્વચ્છંદ કે છે, નિયમ પરમ છે, તોર તારુણ્યના છે ?
કે વેણે, વક્ત્ર, નેણે, કુચતટ, કટિએ હાસ ને વાગ્વિલાસે
બાળા! તૂં આમ બાળે ઋજુ પુરજનના સ્વસ્થ ચિત્તો હુતાશે! ૯૬

મુગ્ધતા–અલ્હડપણુ, પ્રકૃતિ–સ્વભાવ વેણુ–વેણી વક્ત્ર–મુખ દલતર–અચળ વાગ્વિલાસ–બોલવાની છટા હુતાશ–અગ્નિ

અહીં અયોગ વિપ્રલંભ શૃગાર જમાવ્યો છે વિતર્ક નામે સંચારી ભાવ તેનૂ પોષણ કરે છે કામબાધા વિગે અગ્નિની ભ્રમણાને લીધે પ્રકાશતો મોહ વિતર્કનો સહકારી છે હૃદયના દાહથી પ્રસરતા નાયકની ઉન્માદદશાના પ્રતાપનૂં આ નિરૂપણુ છે નાયિકા મુગ્ધા છે તેના અગની અને તેની ચેષ્ટાની કામાગ્નિ પ્રગટાવવાની શક્તિએ કરીને તેના રૂપલાવણ્યના અતિશયનો ધ્વનિ છે દીપ્તિ નામે નાટ્યાલકાર છે. મહોગેચ્છારૂપ શૃગારી નર્મ છે અતિશયોક્તિ અલંકાર છે સગ્ધરા ૯૬

૧ સરખાવો દામોદરભટ્ટકૃત कुट्टनीमत । १२८ । किं सौमा ग्यमदोऽय यौवनलीलाभिरूपतादर्प । सहजप्रमोपनता तिषा न यद्द मन्यसे येन ॥

असव्याटितै प्रेमार्द्रार्द्रैर्मुहुर्मुकुलीकृतैः
क्षणमभिमुखैर् लज्जालोलैर्निमेषपराङ्मुखैः ।
हृदयनिहितं भावाकूतं वमद्भिरिवेक्षणैः
कथय सुकृती कोऽयं मुग्धे त्वयाद्य विलोक्यते ॥ ९७ ॥

ધીરી, રસભીની, તિર્છી, અર્ધી ખીંડલી વળી વળી,
ક્ષણભર ઠરી રહેતી, લાજી ચળતી વળી વ્હીલી,
લલિત નજરે ભાળે તૂ આ કૃતાર્થ કયો સહી
રતિ હૃદયની રેલી ઘેલી! નિમેષ ભૂલી જઈ? ૯૭

રસભીની–સ્નેહથી ચળકતી તિર્છી–વાંકી. ચળતી–ચળવિચળ બનતી વ્હીલી–ચકિત, વિકળ કૃતાર્થ–ભાગ્યશાળી રતિ–પ્રીતિ

અહીં અભિલાષાત્મક પૂર્વાનુરાગ કિંવા અયોગ વિપ્રલંભ શૃંગારની ચક્ષુપ્રીતિ અવસ્થાનૂ નિરૂપણ છે નાયિકાની રતિ સ્થાયી છે, નાયક આલંબન છે, અને તેનૂ અલૌકિક રૂપ આદિ ઉદ્દીપન છે નજર સ્નેહથી ચળકતી, ભીરુત્વથી મંદ, આંખીની લાલસાથી વાંકી, હર્ષથી મિંચાયલી, કૌતુકથી ઠરતી, શરમથી ચકિત બની ચળવિચળ થતી અને દર્શનકાર્યમા લીન બનવાથી નિમેષ ભૂલી જતી કહ્યાથી પ્રતીત થતા ભીરુત્વ, અભિલાષ, ઔત્સુક્ય, હર્ષ, ધૃતિ, વ્રીડા અને જડતા એ ભાવો રસને દીપાવે છે અહીં मदिरा, स्निग्धा, जिह्मा, मुकुला, लज्जिता, विभ्रान्ता અને विकोशा નામે ભરતનાટ્યશાસ્ત્રમાં કહેલા દૃષ્ટિના ભેદ ટૂંકામાં જણાવ્યા છે, તથા શૃંગાર રસને અનુકૂળ કીકીનૂ વિવર્તન કર્મ વર્ણ્યૂ છે વળી હેલા નામે નાટ્યાલંકાર પણ ઉપન્ના શ્લોકમાં સમાયો છે 'તૂ આવી રીતે આના પ્રત્યે જુએ છે, માટે તૂ એનામાં આસક્ત છે,' એનૂ અનુમાન અહીં નીકળે છે એ અર્થશક્તિથી પ્રતીત થતો અલંકાર શૃંગારધ્વનિનૂ અંગ છે બીજા ચરણથી નાયકની પણ અનુરાગયુક્ત ચેષ્ટા અનુલક્ષિત છે, કેમકે સ્નેહરહિત પુરુષ પ્રત્યે નાયિકાની દૃષ્ટિ લજ્જાયુક્ત નથી બનતી. એમ

અર્જુનવર્મદેવ કહે છે. ભીરુત્વ, અભિલાષ, ઔત્સુક્ય, હર્ષ, ધૃતિ અને જડતાનું સૂક્ષ્મ સૂચન હોવાથી આ કૈશિકીવૃત્તિનું નર્મસ્ફોટ અંગ બને છે. સ્વભાવોક્તિ અલંકાર છે. હરિણી છંદ.

सा बाला वयमप्रगल्भवचसः सा स्त्री वयं कातराः
सा पीनोन्नतिमत्पयोधरयुगं धत्ते सखेदा वयम् ।
साक्रान्ता जघनस्थलेन गुरुणा गन्तुं न शक्ता वयं
दोषैरन्यसमाश्रयैरपटवो जाताः स्म इत्यद्भुतम्[1] ॥ ९८ ॥

બાળા એ; પણ વેણુ છે અમ બ્હીલાં. સ્ત્રી એહ; ઢીલા અમે.
ધારે એ સ્તનભાર; ખિન્ન પણ જે, તે તો અમે આ છિયે.
એના સ્થૂળ નિતંબ છે; પણ અમે આ પાંગળા. કેમ એ ?
દોષો અન્યતણા ફળે અવરને, અત્યંત આશ્ચર્ય તે ! ૯૮

અહીં વાણીના બ્હીલાપણાથી જડતા, ઢીલાપણાથી વિરહનો ત્રાસ, ઉર ખિન્ન થવાથી વિષાદ અને પાંગળાપણાથી શરીરના શૈથિલ્ય દ્વારા ગ્લાનિનું સૂચન છે. તે જડતા, ત્રાસ, વિષાદ ને ગ્લાનિ એ ભાવ કાર્યકારણના વ્યધિકરણથી ઊપજેલા, સંચારી ભાવરૂપે પ્રદર્શેલા વિસ્મયના સહકારી છે. અયોગ વિપ્રલંભ શૃંગાર છે. અસંગતિ અલંકાર છે; જેને વામન વિરોધ નામ આપે છે, અને ભોજદેવ વ્યધિકરણ ચિત્ર હેતુ કહે છે. અહીં પ્રલાપ નામે કામદશાનું નિરૂપણ છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

दहति विरहेऽङ्गानि व्रीडां तनोति समागमे
हरति हृदयं दृष्टः स्पृष्टः करोत्यवशां तनुम् ।

૧ અસલમાં પહેલા ચરણમાં वयमप्रगल्भमनसः અને ચોથામાં दोषैरन्यजनाश्रयैरपटवो પાઠ છે. નવા પાઠ अलंकारसर्वस्व-માંથી લીધા છે.

क्षणमपि सुखं तस्मिन् प्राप्ते गते च न लभ्यते
किमपरमतश्चित्रं यन्मे तथापि स वल्लभः ॥ ९९ ॥

વપુ ગ્રહ દઈ જાળે; લાજે, મળી, પિયુ મૂઝવે;
નિરખી હરી લે હૈયું; સ્પર્શી સ્વભાન ભૂલાવી દે;
સુખ નવ લવે સંજોગે ને વિજોગ વિશે લહું.
તદપિ મુજ એ વ્હાલા વ્હાલા. વિચિત્ર વિશેષ શું? ૯૯

વપુ–શરીર. ગ્રહ–અયોગ. જાળે–પ્રજાળે, બાળે. સ્વભાન–પોતે કોણ છે તેનું ભાન. લવે–લેશમાત્ર પણ.

અહીં અયોગ વિપ્રલંભ શૃંગારની અભિલાષ દશાનું મધુર નિરૂપણ છે. નાયિકા મુગ્ધા છે. તેની સ્થાયી રતિને સંચારી ઔત્સુક્ય પોષે છે. વિશેષોક્તિ અલંકાર છે. હરિણી છંદ.

आस्तां विश्वसनं सखीषु विदिताभिप्रायसारे जने
तत्राप्यर्पयितुं दृशं सुरचितां शक्नोमि न व्रीडया ।
लोकोऽप्येष परोपहासचतुरः सूक्ष्मेङ्गितज्ञोऽप्यलं
मातः कं शरणं व्रजामि हृदये जीर्णोऽनुरागानलः ॥१००॥

ખોલી ને દિલ કહેવું કાંઇ સખીને, કોરે જ તે તો રહ્યું;
જાણું હું મન તેનું, તોય શરમે મીટે ન માંડી શકું;
લોકે લોક જ, તે હસે જ કંઇ એ ચેષ્ટા લહી. ક્યાં જઉં?
કોને દુઃખ કહું? જળું રતિતણા જીર્ણજ્વરે ઉર હું. ૧૦૦

આ કુલકન્યાનું સ્વગત શોચન છે. સખીઓ તેની પ્રીતિને અનુમોદન આપશે કે નહિ આપે, એ સંશયને લીધે તેનાથી તેમને કહેવાતું નથી. તેથી સાવરણસંધિનો સંભવ છે નહિ. નાયકનું દિલ તો તે જાણે છે, તે પૂરેપૂરો એનામાં આસક્ત છે એમ એ સમજે છે. તોપણ કુલકન્યોચિત લજ્જાને લીધે તે નાયક સાથે મિટે મિટ પણ મિલાવી શકતી નથી, તો પછી તેને પોતાના મનની વૃત્તિ જણાવવાની તો

વાત જ કેવી ? એથી દૃષ્ટિસંધિનો પણ સંભવ રહેતો નથી સમાગમનાં બધાં એ દ્વાર આ રીતે બંધ છે. તોપણ વેગળેથી નાયકને નેત્ર ભરી નિરખીને હૃદયનો સંતાપ કંઈક શમાવાય, તે પણ આ અત્યંત ભીરુ નાયિકાથી બનતું નથી લોકો લગાર પણ ચેષ્ટા જોઈ તર્ક બાંધી વાતો કરે ને હસે, તેના વિચારથી જ તે નાસે છે

અહીં હૃદયના સંતાપ આદિ અનુભાવથી પ્રતીત થતો વિષાદ અયોગ વિપ્રલંભ શૃંગારના સંજ્વરનામે પ્રકારનું સર્વાંશે પોષણ કરે છે ગંભીરચ્છાયરૂપ શૃંગારી નર્મ છે અનર્થના સમુચ્ચયને લીધે સમુચ્ચય અલંકાર છે શાર્દૂલવિક્રીડિત ૭૯

चक्षु प्रीत्या प्रसक्ते मनसि परिचये चिन्त्यमानेऽभ्युपाये
रागे यातेऽतिभूमि प्रसरति च गिरा विस्तरे दूतिकाया ।
आस्ता दूरे स तावत् सरभसदयितालिङ्गनानन्दलाभ-
स्तद्गेहोपान्तरथ्याभ्रमणमपि परा निर्वृत्तिं सतनोति[1] ॥१०१॥

લાગતાં નેન મગે નયન, ઉર ધુની, જાગતા રાગ કેરી,
વાધતા આધિ ચિંતાતણી, વકરી જતા, કામબાધા ઘણેરી,
ને સંદેશા સખીના મુખથી પસરતા, શી કથા સાઇદેગી,
વ્હાલીની શેરીથી એ વિચરવું અરપે, શાંતિ ચિત્તે અનેરી ૧૦૧

ચિંતાતણી આધિ-શું કરવું તેની વિમાસણરૂપી મનની પીડા કામ બાધા-કામનો વ્યાધિ સાંધ-આલિંગન વિચરવું-જવું અનેરી-ઓર જ

આ પૂર્વાનુરાગ કિંવા અયોગ વિપ્રલંભ શૃંગારનો દૃષ્ટાંત છે પૂર્વાર્ધમાં ચક્ષુપ્રીતિ, મનસંગ આદિ અનુભાવ દ્વારા અભિલાષ આદિ પૂર્વાનુરાગની અવસ્થાનું સૂચન છે ઉત્તરાર્ધના પૂર્વ ભાગમાં મયોગસુખ

૧ સરખાવો ગા સ. ૨।૧૮। अच्छउ दाव मणहर पियाइ मुहदंसण अइमहग्घं । तग्गामछेत्तसीमा वि झत्ति दिट्ठा सुहावेइ ॥

નિદર્શનાર્થદતીનો પ્રયોગ પ્રદર્શિત છે. હર્ષ નામે સંચારી ભાવ અહીં રસનૂ પોષણ કરે છે. ચિત્તની પ્રસન્નતા એ તેનો અનુભાવ છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. સ્રગ્ધરા ૭૯.

प्रासादे सा दिशि दिशि च सा पृष्ठतः सा पुरः सा
पर्यङ्के सा पथि पथि च सा तद्वियोगातुरस्य ।
हंहो चेतःप्रकृतिरपरा नास्ति मे कापि सा सा
सा सा सा सा जगति सकले कोऽयमद्वैतवादः१॥१०२॥

જ્યાં જાઊં ત્યાં ઘર નગરમાં વાટમાં ઘાટમાં તે;
જ્યાં જોઊં ત્યાં દિશ વિદિશમાં વ્યોમમાં ભોમમાં તે;
જાણે નાણે ઉર વિરહમાં અન્ય ના; એક તે તે
તે તે; વિશ્વે તનમય બન્યું ! કેવૂં અદ્વૈત એ તે ? ૧૦૨

વ્યોમ–આકાશ ભોમ–પૃથ્વી તનમય–તદ્રૂપ, પ્રિયામય અદ્વૈત–એક જ પદાર્થ સદ્રૂપે સ્ફુરવો તે.

અહીં જ્યા ત્યાં પ્રિયાની જ મૂર્તિ જોવારૂપ અનુભાવથી પ્રતીત થતો ઉન્માદ અયોગ વિપ્રલંભ શૃંગારને દીપાવે છે. છેવટમાં સચારી ભાવરૂપે સ્ફુરતો વિસ્મય તેનો સહકારી છે. વાત્સ્યાયનસૂત્રમાં ઉન્માદ નામે કામાવસ્થા કહી છે તેનૂ આ નિરૂપણ છે વિશેષપોષિત અતિશયોક્તિ અલંકાર છે. સ્વાનુરાગપ્રકાશાત્મક શૃંગારી નર્મ છે મંદાક્રાંતા ૭૯

૧ સરખાવો मुण्डकोपनिषद् ।२।२। ब्रह्मैवेदममृतं पुरस्ताद् ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण। अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं वरिष्ठम् ॥. સરખાવો વળી विद्धशालभञ्जिका, અંક ૧, अहो दयिताद्वैतं वर्तते ।४ અને बिल्हणकाव्य ।१३२। प्रासादे सा पथि पथि च सा पृष्ठतः सा पुरः सा पर्यङ्के सा दिशि विदिशि सा चोर्ध्वतः सा ह्यधः सा । हृद्यन्तः सा बहिरपि च सा नास्ति द्वश्य द्वितीय सा सा सा सा त्रिभुवनगता तन्मय विश्वमेतत् ॥

# अमरुशतक.

## પૂરવણી ૧

### શ્લોકાંતરપૂર્તિ.

आलोकयति पयोधरमुपमन्दिरमभिनवाम्बुभरनीलम् ।
दयितारचितचितानलधूमोद्गमशङ्कया पथिकः ॥ १०२ ॥

વ્હાલીતણી ચિતાના ધૂમની શંકાથી પંથી ગભરાતો,
જોય અવાસની વાંસે ઘન ઘેરો ઘોર ઘેરાતો. ૧૦

શંકા–વહેમ. પંથી–મુસાફર. અવાસ–ઘર. ઘન–મેઘ, વાદળ
આર્યા છંદ.

कान्तामुखं सुरतकेलिविमर्दखेद-
संजातधर्मकणविच्छुरितं रतान्ते ।
आपाण्डुरं विलसदर्धनिमीलिताक्षं
संस्मृत्य हे हृदय किं शतधा न यासि ॥१०४॥

ક્રીડાતણા શ્રમથી વ્હાલીનૂં લોચવાતું,
પ્રસ્વેદના કણુથકી મુખડું છવાતું,
ફીકૂં કંઈ, ઢળી જતાં નયને સુહાતું,
સંભારી હે હૃદય! કાંય નથી ચીરાતું? ૧૦૪

શ્રમ–થાક. પ્રસ્વેદ–પરસેવો. વસંતતિલકા છંદ.

कान्ते कथंचिद् गदितप्रयाणे स्वप्नं विनम्रा विरहार्दिताङ्गी ।
ततत्समालोक्य कदागतोऽसीत्यालिङ्ग्य ग्रुप मुदमाससाद ॥१०५॥

ફુહેતાં કયમે કથ કથા જવાની બ્હીલાઈ નેહે ભરી મોહમીણી
'ક્યારે પધાર્યા?' કહી નાથ બાળી લે અંક મુગ્ધા થઈ હર્ષઘેલી. ૧૦૫

મોહમીણી–શુદ્ધિ ખોઈ બેઠેલી. અંક–આલિંગન આખ્યાનકી છંદ

जहिहि सुतनु मान पश्य पादानतं मां
न खलु तव कदाचित् कोप एवंविधोऽभूत् ।
इति निगदति नाथे तिर्यगामीलिताक्ष्या
नयनजलमनल्प मुक्तमुक्तं न किंचित् ॥ १०६ ॥

સુતનુ તજ અબોલા; જો પડ્યો આ હું પાયે,
રસિકડી રીસ આવી કીધ તેં ના કદા એ.
સુણી વચન પિયુનૂં બોલી ના કાંઇ બાળી,
રહી તિરછી નમેલી આખથી આંસુ ઢાળી. ૧૦૬

સુતનુ–કોમળ કરમાયલા અંગવાળી માલિની છંદ.

तन्वङ्ग्या गुरुसंनिधौ नयनयोर्यद्वारि संस्तम्भितं
तेनान्तर्गलितेन मन्मथशिखी सिक्तो वियोगोद्भवः ।
मन्ये तस्य निरस्यमानकिरणस्यैषा मुखेनोद्गता
श्वासायाससमाकुलालिसरणिव्याजेन धूमावली ॥ १०७ ॥

તન્વંગી વડિલો સમક્ષ દગનાં આંસુ ગળી જે ગઈ,
તેણે આંચ વિજોગના અનળની સીંચાઈ હૈયા મહીં;
માનૂં તેહતણી ઘણી લપટ જે ગોટાઈ ધૂણી તહીં,
તે આ શ્વાસ લીધે ઊડત મધુપોરૂપે ધૂમાઈ રહી. ૧૦૭

તન્વગી–વિજોગની પીડાને લીધે ગળી ગયેલા શરીરવાળી. દગ–આંખ અનળ–અગ્નિ. મધુપ–ભમરા. શાર્દૂલવિક્રીડિત છંદ.

न जाने संमुखायाते प्रियाणि वदति प्रिये ।
सर्वाण्यङ्गानि मे यान्ति नेत्रतां किमु कर्णताम् ॥ १०८ ॥

જે સમે નાવ આવે ને વ્હાલનાં વચનો ભણે,
ન જાણું, તે સમે અંગો નેત્ર કાં કાન કાં બને. ૧૦૮

નાવ નાથ, પ્રાણનાથ. ભણે-બોલે છે. અનુષ્ટુભ છંદ.

नभसि जलदलक्ष्मीं सास्रया वीक्ष्य दृष्ट्या
प्रवससि यदि कान्तेत्यर्धमुक्त्वा कथंचित् ।
मम पटमवलम्ब्य प्रोल्लिखन्ती धरित्रीं
यदनु कृतवती सा तत्र वाचो निवृत्ताः ॥ १०९ ॥

પટ મુજ પકડી ને, પાયના અંગૂઠાએ
ખણી અવનિ, નિહાળી મેહુલો આંસુડાંએ
'પિયુજી, તજી જશો જો,...' એવું અર્ધું પ્રિયાએ
કહીં કર્યું કંઇ, ના'વે વર્ણતાં વાણીમાં એ. ૧૦૯

પટ—વસ્ત્ર. અવનિ–ભોંય. માલિની છંદ.

नान्तः प्रवेशमरुणद् विमुखी न चासी-
दाचष्ट रोषपरुषाणि न चाक्षराणि ।
सा केवलं सरलपक्ष्मभिरक्षिपातैः
कान्तं विलोकितवती जननिर्विशेषम् ॥ ११० ॥

ના દ્વાર દીધ, મુખ ફેરવ્યું ના, છતાં એ
મરડી નહીં, ન કરડાં વચનો કહ્યાં એ;
સામાન્ય અન્ય જન જેમ જ માનિની તે
જોઈ રહી સરળ લોચનિયે પિયુને. ૧૧૦

દ્વાર-બારણું. દીધ-બંધ કર્યું. વસંતતિલકા છંદ.

यद्धात्रौ रहसि व्यपेतविनयं वृत्तं रसात् कामिनो-
रन्योन्यं शयनीयमीहितरसावातिप्रवृत्तस्पृहम् ।
तत् सानन्दमिलद्दृशोः कथमपि स्मृत्वा गुरूणां पुरो
हासोद्भेदनिरोधमन्थरमिलत्तारं कथंचित् स्थितम् [1] ॥१११॥

એકાંતે રસની વધંતી તરશે લજ્જા જઈ વીસરી
રંગે જે જુગલે પરસ્પર પૂરી રાતે રતિ આદરી,
આનંદે દગ જોડતાં વડીલની વચ્ચે કયમે તે સ્મરી
પેરે બે ઊલટંતૂં દાબી હસવૂં ઢાળી રહ્યાં મિટડી. ૧૧૧

જુગલ—સ્ત્રી પુરૂષનૂં જોડૂ. રતિ-ક્રીડા. દગ જોડતાં-આંખે આંખ મેળવતાં શાર્દૂલવિક્રીડિત ૭૬.

अर्पितमुरसा तरन्ती तरलतरङ्गौघचालितानितम्बा ।
विपरीतरतासक्तेव दृश्यते सरसि सा सख्या [2] ॥११२॥

અંગો તરલ તરંગે હલવી હલવી સરે ઉરે તરતી,
જોય સહી તરુણીને રતિ જ્યમ વિપરીત આદરતી. ૧૧૨

તરલ-ચપળ સર-સરોવર ઉર-છાતી. વિપરીત રીત-ઊલટી ક્રીડા આદરતી-અનુભવતી, કરતી ગાથા ૭૬

सति प्रदीपे सत्यग्नौ सत्सु तारामणीन्दुषु ।
विना मे मृगशावाक्ष्या तमोभूतमिदं जगत् ॥११३॥

૧ પૂર્વાર્ધમાં રસની અને ઉત્તરાર્ધમા મિલત્ શબ્દની પુનરુક્તિથી અનવીકૃતતાને લીધે વૈરસ્ય ઊપજે છે.

૨ સરખાવો ગા સ ।४।९१। तडविणिहिअग्गहत्था वारितरङ्गेहिं घोलिरणिअम्बा । सालूरी पडिबिम्बे पुरिसाअन्ति व्व पडिहाइ ॥

દીપ છે, દેવતા એ છે, છે ચન્દ્રે, છે જ તારકે;
નથી તે સુંદરી; તેથી વિશ્વે સૌ અંધકાર છે. ૧૧૩

દીપ-દીવો તારક-તારાઓ વિશ્વ-બ્રહ્માંડ, જગત અનુષ્ટુભ છંદ.

सा यौवनमदोन्मत्ता वयमस्वस्थचेतस ।
तस्या लावण्यमङ्गेषु दाहोऽस्मासु विजृम्भते ॥११४॥

તરુણી મદપૂર્ણા એ, ના હૈયૂ અમ હાથ રૃહે;
સલૂણૂં તન તેનૂ ને લૂણાયાં અમ ગાત્ર છે ! ૧૧૪

લૂણાયાં-ખવાયાં, ક્ષીણ બન્યાં ગાત્ર-અંગ અનુષ્ટુભ છંદ

साल्क्तकेन नवपल्लव-कोमलेन
पादेन नूपुरवता मदनालसेन ।
यस्ताड्यते दयितया प्रणयोपरोधात्
सोऽङ्गीकृतो भगवता मकरध्वजेन ॥११५॥

આવેગથી વિતનુના અલબેલી વલ્લા
પાયે કૂંળી કૂંપળ શા અળતે લીંજેલા
જે રૂમઝૂમ ઝૂમીં રાગભરી હણે છે,
તે પંચબાણ ભગવાન કબૂલી લે છે. ૧૧૫

આવેગ-આવેશ, ઝણૂઝણાટ વિતનુ-કામ વલ્લા-સચોટ ને જોર-દાર નહિ એવા રાગ-(૧) પ્રીતિ, (૨) કોપ પંચબાણ-પાંચ બાણવાળો કામદેવ તે-આસોપાલવનો નવો ગુચ્છ વસંતતિલકા છંદ

# अमरुशतक.

## પૂરવણી ૨.

### અર્થાંતરપૂર્તિ.

चिन्तामोहविनिश्चलेन मनसा मौनेन पादानतः
प्रत्याख्यानपराङ्मुखः प्रियतमो गन्तुं प्रवृत्तो यदा ।
सव्रीडैरलसैर् निरन्तरलुठद्बाष्पाकुलैरीक्षणैः
श्वासोत्कम्पिकुचं निरीक्ष्य सुचिरं जीवाशया वारितः ॥३६॥

'શું થાશે ? કથશે શું ?' એ મૂંઝવણે પાયે પડ્યા મૌનથી,
તોરે તે તરછોડતાં ઉર ખીજી જાતાં પિયુજી તજી
ગાઢા શ્વાસથી હાંફતી, જળભરી ઢીલીવીલી દૃષ્ટિથી
જોતી તન્વી વિલોકી તે અટકિયા સોસે અસુના નકી. ૩૬

કથશે—કહેશે મૌનથી–બોલ્યાચાલ્યા વગર ઉર–મન. તન્વી–કૃશ અંગવાળી. વિલોકી–જોઈ. અસુ–પ્રાણ, જીવ. શાર્દૂલવિક્રીડિત છંદ.

एकस्मिन् शयने विपक्षरमणीनामग्रहे मुग्धया
सद्यः कोपपराङ्मुखं शयितया चाटूनि कुर्वन्नपि ।
आवेगादवधीरितः प्रियतमस्तूष्णीं स्थितस्तत्क्षणं
मा भूत्सुप्त इवेत्यमन्दवलितग्रीवं पुनर् वीक्षितः ॥४४॥

સ્વામી નામ સપત્નીનું લવી જતાં બીજાઈ સેજે પૂરી
પાસું ફેરવી સૂતી શૂન્ય શયને તન્વંગી રોષે ભરી;

તેને રીઝવવા મથી મથી પિયુ થાકી રહે મૌનથી,
ત્યાં, 'સૂતા પિયુ શું ?' કરી ઝટ જૂએ તે વાકૂં વાળી નકી. ૪૪

સપત્ની-શોક્ય સેજ-પથારી શાર્દૂલવિક્રીડિત ૭૬

कथमपि कृतप्रत्याख्याने प्रिये स्खलितोत्तरे
विरहकृशया कृत्वा व्याज प्रकल्पितमश्रुतम् ।
असहनसखीश्रोत्रप्राप्तिं विशङ्क्य ससभ्रम
विवलितदृशा शून्ये गेहे समुच्छ्वसितं पुन ॥४५॥

રસિકડીં બળે તરછોડતાં કંઇનૂં કઇં મુખે,
પિયુ લવીં ગયે ક્હેના ત્રાસે સૂણ્યૂ ન-સુણ્યૂ મિષે
કરીં અધીરડી સાહેલીના ભયે ન્હાંલી દૃષ્ટિએ
સૂનૂં મદન મેં ભાળી વેગે લહે કળ તન્વીં તે ૪૫

બળે-બેળે, બળાત્કારે, તરછોડવાનૂ મન ન છતાં કઇંનૂં કઇં--ગો-ત્રના નામે બોલાયાથી અધીરડી--આકળી સદન-ઘર હરિણી ૭૮

कपोले पत्राली करतलनिरोधेन मृदिता
निपीतो निःश्वासैरयममृतहृद्योऽधररस ।
मुहुः कण्ठे लग्नस्तरलयति बाष्प स्तनतट
प्रियो मन्युर्जातस्तव निरनुरोधे न तु वयम् ॥४९॥

કપોલે લૂછાયૂ કરતલ દાબે ચદન, વળી
નીંમાસે સૂકાઈ અવ અધરની અમ્રતકળી,
ફૂમે ક્મ્પ્યૂ કમ્પ્યૂ છલબલ ગ્ળૂ ઉર ઊછળી,
અબોલા ન્હાલેરા તુજ, ન જ અમે આજ દર્શાંલી ! ૪૯

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| १९ | प्रहरविरतौ० | १२ | १२ | १३ | सुभा.,शा.प.,सू.मु. | વાસુદેવ. |
| २० | बाले नाथ० | ५७ | ५७ | ५० | सुभा.,शा.प.,सू.मु. | કુમારદાસ. |
| २१ | भवतु विदितं० | ३० | ३० | २८ | सुभा., सू.मु. | ભદંત ધર્મકીર્તિ. |
| २२ | भ्रूभङ्गे रचिते० | २८ | २८ | २६ | सुभा., सू.मु. | ભદંત આરોગ્ય. |
| २३ | भ्रूभेदो गुणि० | ९७ | ९७ | ९५ | क.व.स.,सदुक्ति. | ભદંત ધર્મકીર્તિ. |
| २४ | यदा त्वं चन्द्रो० | | | | शा.प. | અચલ. |
| २५ | रात्रौ वारि० | ५४ | ५४ | ४६ | सुभा. | રાજપુત્ર અગંટ. |
| २६ | विरहविषमः० | ६७ | ६७ | ५४ | सुभा.,शा.प. | શીલા ભટ્ટારિકા. |
| २७ | सखे सत्यं सत्यं० | | | | सुभा. | ભટ્ટ વૃત્તિકાર. |
| २८ | सा पत्युः० | २९ | २९ | २७ | सुभा. | હીલાચંદ્ર. |
| २९ | सा यान्ति० | ४८ | ४८ | ४२ | शा.प.,सू.मु. | ભટ્ટેંદુરાજ. |
| ३० | स्फुटतु हृदयं० | ७३ | ७३ | ७९ | सुभा. | અભંક. |
| ३१ | स्मरनवनदी० | १०४ | | ६० | सुभा. | નરસિંહ. |
| ३२ | हारो जलार्द्र० | १३४ | | | मूल. | બાણ ભટ્ટ. |

આ પત્રકમાં શ્લોક ૬, ૧૩, ૧૫, ૧૬, ૨૩ ને ૨૬ Richard Simonના अमरुशतकमांथी આપેલા છે.

## ટિપ્પણ.

અદ્ભુતપુણ્ય કે અદ્ભુતફુલ્લ. આ કવિ ઇસવી દસમા શતક પહેલાંનો છે; કારણ કે आयाते दयिते० શ્લોક दशरूपनी अवलोक ટીકામાં આપ્યો છે. કદાચ એ મરુસ્થલનો વતની હશે; જુઓ શ્લોક મજકુર. સુભા.માં પુણ્ય કવિના કેટલાક શ્લોક ઉતાર્યા છે, તે અને અદ્ભુતપુણ્ય કદાચ એક જ હશે. કોઇ કાવ્યચમત્કૃતિને લીધે પુણ્ય અદ્ભુતપુણ્ય કહેવાયો હશે. સરખાવો દીપશિખાકાલિદાસ, ઘંટામાઘ, ઇત્યાદિ, લિપિના ભ્રમથી અદ્ભુતફુલ્લ નામ ઉત્પન્ન થયું હશે.

ભીમ. સમય અર્જુનવર્માના પૂર્વે.

રાજપુત્ર અગંટ. उरसि निहितः० શ્લોક दशरूपनी अवलोक[1]

[1] अवलोक-મુંજ રાજાના મૃત્યુ પછી રચાયેલ છે. કારણ કે

ટીકામાં આપો છે, તેથી અર્જુન દસમા શતક પહેલાંનો; પરંતુ રાત્રૌ વારિ० (૨૫)માં ધીરં વારિ० (શ્લ ૧૦૧) ની ઝાંખી છાયા જોવામાં આવે છે, તેથી એ રાજપુત્ર અમરુ પછીનો.

પુલિન. સુપ્રસિદ્ધ બાણ ભટ્ટનો પુત્ર. બાણે અધૂરી મૂકેલી ગદ્ય કાદમ્બરી એણે પૂરી કરી. ધનપાલ तिलकमञ्जरीમાં પિતાપુત્રના એ ગદ્ય લેખનાં નીચેના શબ્દમાં વખાણ કરે છેઃ—केवलोऽपि स्फुरन् बाणः करोति विमदान् कवीन् । किं पुनः क्लृप्तसंधानपुलिन्ध्रकृतसंनिधिः ॥. અહીં એનું નામ પુલિન નહિ, પણ શ્લેષગર્ભિત પુલિંધ્ર આપ્યું છે. કાદમ્બરીની કેટલીક લિખિત પ્રતોમાં એનું નામ પુલિંદ પણ મળી આવે છે. શેષપૂર્તિકર્તા બાણપુત્ર તે પુલિન, પુલિંદ કે પુલિંધ્ર. જેઓ ભૂષણબાણ નામ આપે છે, તેઓ ભૂલ જ કરે છે. બાણપુત્રના નામના ઉદ્ધારની સાથે એની પદ્યાત્મક કૃતિનો પણ આ પ્રથમ જ ઉદ્ધાર છે અલંકારકૌસ્તુભના કર્તા વિશ્વેશ્વરે બસેં વરસ ઉપર आर्यासप्तशती રચી છે. તેમાં બે શ્લિષ્ટ શ્લોકમાં બાણના પુત્રનું નામ અલિનંદ આપ્યું છે, તે પણ ભૂલ છે. उत्तरकादम्बरीકાર પુલિન અને कादम्बरीकथासारકાર અભિનંદ, એ બે ભિન્ન જ છે.

રુદ્ર કિંવા ભટ્ટ રુદ્ર. शृङ्गारतिलक અને ત્રિપુરવધનો કર્તા. પહેલા પુસ્તકના બીજા પરિચ્છેદની કારિકા ૫૮ ના ઉદાહરણ તરીકે ને निष्कारीः सद० શ્લોક આપો છે, તે રાજશેખરની कर्पूरमञ्जरीની બીજી જવાનિકાના सद दिअहणिसाहिं० શ્લોકની છાયા લેઈ રચ્યો જણાય છે આવી જ રીતે માઘ ભવભૂતિ અમરુ આદિનો આધાર લેઈ રચેલ શ્લોક પણ એમાં નજરે તરે છે. આથી છાગોપટની शृङ्गारतिलक રાજશેખરની कर्पूरमञ्जरी પછી એટલે કે દસવી નવમા શતકના પહેલા ચરણ પછી રચાયું સંભવે છે.

એમાં પદ્મગુપ્તના नवसाहसाङ्कचरितમાંથી ઉતારો છે. એ કાર મુંજના પછી ગાદીએ આવનાર સિંધુરાજ સંબંધી છે.

વામન જુઓ 'અમરુ અને એના ટીકાકાર'માં આરભની ટિપ્પણી

ગોવિંદસ્વામી અને વિકટનિતબા નવમા શતકનો રાજશેખર નીચેના શબ્દોમાં કવયિત્રીની પ્રશસા કરે છે–के वैकटनितम्बेन गिरा गुम्फेन रञ्जिता । निन्दन्ति निजकान्तानां न मौग्ध्यमधुर वच ॥ આથી તે નવમા શતક પૂર્વે થઈ હશે સુમા શ્લોક ૨૪૮૮–૮૯ એનો રાજદ્વારિક સંબધ સૂચવે છે क प्रस्थितासि० શ્લોકની ઉક્તિપ્રત્યુક્તિ ગોવિંદસ્વામી અને વિકટનિતંબાના શીઘ્રકવિત્વની પ્રસાદી હશે સુમા શ્લોક ૧૦૮૪ ઉપરથી ગોવિંદસ્વામીએ કોઇ મહાકાવ્ય રચ્યાનુ અનુમાન થાય છે गाहासत्तसईમા એક ગાથા (૩ । ૫૫ ।) ગોવિંદસ્વામીને નામે છે

વિજ્જકા नीलोत्पलदलश्यामां विज्जकां मामजानता । वृथैव दण्डिना प्रोक्ता सर्वशुक्ला सरस्वती ॥ એવૂ એક સુભાષિત છે તે ઉપરથી વિજ્જકા ઇસવી આઠમા શતકના દંડીના પછી થવી જોઇયે આ કવયિત્રીનો दृष्टि हे प्रतिवेशिनि॰ પ્રતીકનો શ્લોક મુકુલભટ્ટ અભિધામાતૃકામાં ઉતારે છે मातृका ૪ સ ૯૨૫ મા રચાઈ છે અર્થાત્ વિજ્જકા તે પૂર્વે

પુંડ્રક સમય અર્જુનવર્માના પહેલાં

રત્ન तप्ते महा० શ્લોકના ચોથા ચરણ ઉપરથી કવિનૂ છમ ચ્છમિકારત્ન નામ પડ્યૂ છે સુમા શ્લોક ૨૦૮૬ માં રત્ન કવિએ સીત્કારનૂ મગળાચરણ કર્યૂ છે તેથી સીત્કારરત્નના નામથી પણ તે પ્રાચીન સંગ્રહોમા પ્રસિદ્ધ છે, જુઓ વળી સુમા શ્લોક ૨૮૪ સમય અર્જુનવર્માના પૂર્વે

શંકુક કિંવા ભટ્ટ શકુક પ્રસિદ્ધ કવિ મયૂરનો પુ– —नाट्य- शास्त्र ઉપર ભટ્ટ શકુકે ટીકા લખેલી કહેવાય છે એ પ્રકાશમાં રસનિષ્પત્તિના સંબધમાં ઉદાહૃત છે નવમા

પાયામાં भुवनाभ्युदय નામે ઐતિહાસિક કાવ્ય ભટ્ટ શંકુકે રચ્યાનુ राजतरङ्गिणी । ૪ । ૭૦૩–૪ । માં છે

નરસિંહ. देशान्तरिता० શ્લોક दशरूपनी अवलोक ટીકામાં છે, તેથી કવિ દસમા શતક પહેલાંનો ઠરે છે એનો स्नानवनदी० (૩૧) શ્લોક ध्वन्यालोकलोचन ટીકામાં અભિનવગુપ્તે ઉતાર્યો છે. गाहासत्तसईમા એક ગાથા (૪ ૪) ના કર્તા તરીકે नरसीह નામ આપેલૂં છે, તે કદાચ પ્રા नरसीह (स नरसिंह)ને માટે ભૂલથી અપાયૂં હોય, અને એ નરસિંહ તથા આ નરસિંહ વખતે એક હોય સમય દશમા શતક પૂર્વે

રત્નાકર हरविजय મહાકાવ્ય ને वक्रोक्तिपञ्चाशिकાનો કર્તા એ કાશ્મીરના મહારાજ બાલબૃહસ્પતિ ચિપ્પટ જયાપીડનો વિદ્યાપતિ હતો અને તેના પછી અવન્તિવર્માના દરબારમાં પણ સારી પ્રતિષ્ઠા ભોગવતો હતો. એની સત્તા આથી નવમા શતકના પૂર્વાર્ધમા ઠરે છે એ તાલરત્નાકર (જુઓ ह विः१।५ ) અને વાગીશ્વરનાં નામથી પણ પ્રસિદ્ધ છે

દિબ્બોક पुरस्तन्व्या० (૧૮) અને ततश्चाभिज्ञाय० (૧૧) મળી યુગ્મક બને છે આથી વેમ ભૂપાલે મુક્તમ્ના શતકમા તેને સ્થાન નથી આપ્યૂ તે ઠીક કર્યૂં છે આ યુગ્મક दशरूपनी अवलोक ટીકામાં અસૂયાના ઉદાહરણ તરીકે આપેલૂ છે તેથી કવિ દસમા શતક પૂર્વે થયો હોવો જોઇયે સંસ્કૃત નામ દુર્વેહક પણ મળી આવે છે

વાસુદેવ प्रहरविरतौ० શ્લોકના છેલ્લા ચરણ ઉપરથી કનક વિકાવાસુદેવ નામ પડ્યૂ છે ભટ્ટ વાસુદેવ નામ પણ લખાય છે. दशरूपनी अवलोक ટીકાની કેટલીક પ્રતમાં प्रहरविरतौ० મળી આવે છે તેથી સમય દશમા શતક પૂર્વે કદાચ હોય

કુમારદાસ આ કવિએ रामनवमी કિંવા रामजयन्तीના મહોત્સવ નિમિત્ત પચ્ચીસ સર્ગનૂ जानकीहरण મહાકાવ્ય રચ્યૂ છે એના પહેલા

ચૌદ સર્ગ જ સિંહલી ભાષાની ટીકાને આધારે ઉદ્ધારેલા આખા મળી આવે છે. પંદરમા સર્ગના તો પહેલા બાવીસ અને પચ્ચીસમાનો તો સમાપ્તિશ્લોક જ બચેલ છે[૧]. સર્ગને છેડે એને સિંહલકવિ કહ્યો છે; અને અલૌકિક કવિત્વશક્તિનૂ ભાન કરાવનારૂં માન ભરેલૂં અતિશયભૂત વિશેષણ એને લગાડ્યૂ છે. એના બે મામાએ એને કાળજીથી બુદ્ધિ ખીલવનારૂં શિક્ષણ આપી વાત્સલ્ય સાર્થક કરી એને સનાથ કર્યો હતો એમ એ પોતે લખે છે. તેથી કદાચ એનાં માબાપ એને ન્હાનો મૂકી મરી ગયા હશે અને એ મોસાળમાં ઊછરીને મોટો થયો હશે. એની યોગ્યતાને લીધે સિંહલદ્વીપના રાજકુમારની હજુરમાં એને કુમારસેવકની માનવંત પદવી મળી હતી. રાજ્યના પ્રધાનપુરુષમાં સ્થાન અપાવનારી એ પદવીને લીધે એ કુમારદાસના ઉપનામથી વિખ્યાત થયો. એનૂ જન્મનામ તો કૃતજ્ઞ હતૂ એમ जानकीहरणના સમાપ્તિશ્લોક ઉપરથી સમજાય છે. એ સદ્ભાગ્યે બચવા પામેલો શ્લોક નીચે મુજબ છે.-- कृतज्ञ इति मातुलद्वितययत्नसानाथ्यतो महार्थमधुरद्विषो व्यरचयन्महार्थं कविः । कुमारपरिचारकः सफलहार्दसिद्धिः सुधीः श्रुतो जगति जानकीहरणकाव्यमेतन्महत् ॥ આ શ્લોક ઉપરથી જ મેં કૃતજ્ઞ નામ અહીં ઉદ્ધાર્યું છે. સાહિત્યમાં તો કુમારસેવાથી પ્રાપ્ત થયેલા હોદ્દાની રૂએ કુમારદાસના નામથી કવિ બહુધા પ્રસિદ્ધ છે. उत्तररामचरितना યશસ્વી કર્તાનૂં વિશેષનામ **શ્રીકંઠ** છતાં એની હયાતીમાંથી જ ભવભૂતિ ઉપનામથી એ ઓળખાયાનૂં આપણા જાણવામાં છે. આરોપિત ઘટકર્પર નામે તો કવિનૂં મૂળનામ પણ ભૂલાવી દીધૂં છે. ભરતખંડની પુણ્યભૂમિમાં **શ્રીકંઠ** ભવભૂતિ યશોવર્માના દરબારમાં પ્રતિભાગમ્ય રસ સાકાર કરતો હતો, તે અરસામાં કૃતજ્ઞ કુમારદાસ સિંહલદ્વીપની સુવર્ણભૂમિમાં શ્રવણપેય અમૃત વરસાવતો હતો. એનો रत्नतल्पनिकटस्थिते शुके सगतौ हृदि निधाय भाषितम् । निःसहारिम विसृजेति जल्पति मीलिता परिजनान

૧ હાલમાં આખૂ એ કાવ્ય મળી 'આ- [illegible] એ પ્રસિદ્ધ થાય, તો કવિના સંબંધમાં અધિક પ્ર'

पञ्जरम् ॥ जा. ह. ।८। ३२। શ્લોક તત્કાળ अमरुशतकना दम्पत्योर्निशि०ની સ્મૃતિ ઊપજાવે છે. વાચાળ શુકના વૃત્તાંતમાં જે ભેદ છે તે સ્થાનકૃત છે, મોટેરાંના સાંનિધ્યને લીધે છે. એકાંત સ્થાનનો લાભ લેઈ અન્યે શુકપાઠ ઉક્ત કર્યો છે. પ્રકાશમાં શુકને બોલતો બંધ કરવાની જરૂર છે; એકાંતમાં તેને નર્મપ્રહાર જ બસ છે. અમરુનો શુક સંભારી રાખેલું બીજે સમયે બોલે છે; કુમારદાસનો શુક તત્કાળ નકલ કરે છે. આ સ્થાનકૃત ભેદની ઉપેક્ષા કરતાં ક્રીડાશુકના વૃત્તાંતમાં મળતાપણું બહુ નિકટનું અને તરત જ સંબંધ જોડી દેનારૂ જોવામાં આવે છે. વળી કુમારદાસનો एकस्मिन् शयने मया मयसुतामालिङ्गय [1]निद्रालसामुन्निद्रं शयितेन मद्धरणयो. सवाहने व्यापृता । पादाग्रेण तिलोत्तमा स्तनतटे सस्नेहमापीडिता दर्पविशसमर्पितानि पुलकान्यद्यापि नो मुञ्चति ॥ जा, ह, ।१०।८३। શ્લોક અમરુના दृष्ट्वैकासन० (૮) મુક્તકને અજબ જેવો મળતો આવે છે. સમર્થ કૃતિએ અપૂર્વ સર્ગશક્તિથી સંસ્થાન નવું જ ઊપજાવી કાઢ્યું છે અને વર્ણચ્છાયા પણ નવતર જ યોજી છે તેમ છતાં એ ઝીણી નજરે જોનારને જ્યેષ્ઠાકનિષ્ઠાનો સવાદ અદ્ભુત અને આમોદ લાગ્યા વગર રહેતો નથી. બીજૂ એક પણ છાપ જુદી જે જણાય છે તે પતરાજીખોર રાક્ષસરાજ, વિશ્વસ્ત સની અને નખરાબાજ સ્વરૂવેશ્યાની પાત્રતાના પોતને લીધે છે. સિંહલકવિની કૃતિ નઇ સોનૂં જ છે; પણ તે સુવર્ણદ્વીપનું તળપદૂં નથી, ભરતખંડની રત્નખાણના પારસમણિથી સિદ્ધ થયેલૂં છે. આ જોતાં સાતમા શતકનો અમરુ કુમારદાસનો પુરોગામી ઠરે છે. બીજી તરફ નવમા શતકનો રાજશેખર जानकीहरणની નીચેના શબ્દમાં ભારે પ્રશંસા કરે છે'–जानकीहरणं कर्तुं रघुवंशे स्थिते सति । कविः कुमारदासश्च रावणश्च यदि क्षमः ॥ આથી સાતમા શતક પછી પણ નવમા પહેલાં, એટલે આઠ-

1 અમલમાં निद्रालयाम् છે. ચોથો અક્ષર ખવાઈ જવાથી અગર ખોટો વંચાવાથી આ ભ્રષ્ટ પાઠ ઉત્પન્ન થયો છે. निद्रालसाम् કલ્પિત છે. સરખાવો विक्रमो० ।३।२। निद्रानिद्रालसा वदिन.।

ચૌદ સર્ગ જ સિંહલી ભાષાની ટીકાને આધારે ઉદ્ધારેલા આખા મળી આવે છે પંદરમા સર્ગના તો પહેલા બાવીસ અને પચીસમાને તો સમાપ્તિશ્લોક જ બચેલ છે[१] સર્ગને છેડે એને સિંહલકવિ કહ્યો છે, અને અલૌકિક કવિત્વશક્તિનૂ ભાન કરાવનારૂં માન ભરેલૂ અતિશયભૂત વિશેષણ એને લગાડ્યૂ છે એના બે મામાએ એને કાળજીથી બુદ્ધિ ખીલવનારૂ શિક્ષણ આપી વાત્સલ્ય સાર્થક કરી એને સનાથ કર્યો હતો એમ એ પોતે લખે છે તેથી કદાચ એના માબાપ એને ન્હાનો મૂકી મરી ગયા હશે અને એ મોસાળમાં ઊછરીને મોટો થયો હશે એની યોગ્યતાને લીધે સિંહલદ્વીપના રાજકુમારની હઝુરમા એને કુમારસેવકની માનવંત પદવી મળી હતી રાજ્યના પ્રધાનપુરુષમા સ્થાન અપાવનારી એ પદવીને લીધે એ કુમારદાસના ઉપનામથી વિખ્યાત થયો એનૂ જન્મનામ તો કૃતજ્ઞ હતૂ એમ जानकीहरणના સમાપ્તિશ્લોક ઉપરથી સમજાય છે એ સદ્‌ભાગ્યે બચવા પામેલો શ્લોક નીચે મુજબ છે – कृतज्ञ इति मातुलद्वितययत्नसानाथ्यतो महार्थमसुरद्विषो व्यरचयन्महार्थं कवि । कुमारपरिचारक सफलहार्दसिद्धि सुधी श्रुतो जगति जानकीहरणकाव्य मेतन्महत् ॥ આ શ્લોક ઉપરથી જ મેં કૃતજ્ઞ નામ અહીં ઉદ્ધાર્યું છે સાહિત્યમા તો કુમારસેવાથી પ્રાપ્ત થયેલા હોદ્દાની રૂએ કુમારદાસના નામથી કવિ બહુધા રસિદ્ધ છે उत्तररामचरितના યશસ્વી કર્તાનૂં વિરૂ પનામ શ્રીકંઠ છતા એની હયાતીમાંથી જ ભવભૂતિ ઉપનામથી એ ઓળખાયાનૂ આપણા જાણવામા છે આરોપિત ઘટકર્પર નામે તો કવિનૂ મૂળનામ પણ ભૂલાવી દીધૂ છે ભરતખંડની પુણ્યભૂમિમાં શ્રીકંઠ ભવભૂતિ યશોવર્માના દરબારમાં પ્રતિભાગમ્ય રસ સાકાર કરતો હતો, તે અરસામા કૃતજ્ઞ કુમારદાસ સિંહલદ્વીપની સુવર્ણભૂમિમા શ્રવણપેય અમૃત વરસાવતો હતો એનો रत्नतल्पनिकटस्थिते शुके सगतौ हृदि निधाय भावितम् । नि सहासमि विहजेति जल्पति नीडिता परिजपान

[१] હાલમાં આખૂ એ કાવ્ય મળી આવ્યૂ કહેવાય છે. એ પ્રસિદ્ધ થાય, તો કવિના સંબંધમાં અધિક પ્રકાશ પડે ખરો

पञ्जरम् ॥ जा. ह. ।८। ३२। શ્લોક તત્કાળ अमरुशतकના दम्पत्योर्निशि૦ની સ્મૃતિ ઉપજાવે છે. વાચાળ શુકના વૃત્તાંતમાં જે ભેદ છે તે સ્થાનકૃત છે, મોટેરાંના સાંનિધ્યને લીધે છે. એકાંત સ્થાનનો લાભ લેઈ અન્યે શુકપાઠ ઉક્ત કર્યો છે. પ્રકાશમાં શુકને બોલતો બંધ કરવાની જરૂર છે; એકાંતમાં તેને નર્મપ્રહાર જ બસ છે. અમરુનો શુક સંભારી રાખેલું બીજે સમયે બોલે છે; કુમારદાસનો શુક તત્કાળ નકલ કરે છે. આ સ્થાનકૃત ભેદની ઉપેક્ષા કરતાં ક્રીડાશુકના વૃત્તાંતમાં મળતાપણું બહુ નિકટનું અને તરત જ સંબંધ જોડી દેનારું જોવામાં આવે છે. વળી કુમારદાસનો एकस्मिन् शयने मया मयसुतामालिङ्गय [1]निद्रालसामुन्निद्रायितेन मच्चरणयो. सवाहने व्यापृता । पादाग्रेण तिलोत्तमा स्तनतटे सस्नेहमापीडिता हर्षविशरमर्पितानि पुलकान्यद्यापि नो मुञ्चति ॥ जा, ह, ।१०।८३। શ્લોક અમરુના दृष्ट्वैकासन० (૮) મુક્તકને અજબ જેવો મળતો આવે છે. સમર્થ કૃતજ્ઞે અપૂર્વ સર્ગશક્તિથી સંસ્થાન નવું જ ઉપજાવી કાઢ્યું છે અને વર્ણરચના પણ નવતર જ યોજી છે. તેમ છતાં એ ઝીણી નજરે જોનારને જયેષ્ઠાકનિષ્ઠાનો સવાદ અદ્ભુત અને આબાદ લાગ્યા વગર રહેતો નથી. બીજૂ એક પણ છાપ જુદી જે જણાય છે તે પતરાજીખોર રાક્ષસરાજ, વિધ્વસ્ત સતી અને નખરાબાજ સ્વરૂવેશ્યાની પાત્રતાના પોતને લીધે છે. સિંહલકવિની કૃતિ નકે મોનૂ જ છે; પણ તે સુવર્ણદ્વીપનૂ તળપદૂં નથી, ભરતખંડની રત્નખાણના પારસમણિથી સિદ્ધ થયેલું છે. આ જોતાં સાતમા શતકનો અમરુ કુમારદાસનો પુરોગામી ઠરે છે. બીજી તરફ નવમા શતકનો રાજશેખર जानकीहरणની નીચેના શબ્દમાં ભારે પ્રશંસા કરે છે—जानकीहरणं कर्तु रघुवंशे स्थिते सति । कविः कुमारदासो वा रावणो वा यदि क्षम ॥ આથી સાતમા શતક પછી પણ નવમા પહેલાં, એટલે આઠ-

---

૧ અસલમાં निद्रालयाम् છે. ચોથો અક્ષર ખવાઈ જવાથી અગર ખોટો વંચાવાથી આ ભ્રષ્ટ પાઠ ઉત્પન્ન થયો છે. निद्रालसाम् કલ્પિત છે. સરખાવો विक्रमो० ।३।२। निद्रानिद्रालस यद्दिण.।

માના અરસામાં કુમારદાસ થયો હશે[1]. કટાહદ્વીપ (जा. ह. ।३।७७)[2] કાંચીપુર (जा. ह. ११।८८), પ્રતિભૂમિ કે Antipodes (जा. ह. १४।१३), તિમિંગલગ્રહણ (जा. ह. ११।६७), ઇત્યાદિ સંબંધી શ્લોકથી કવિના સમય ઉપર વિશેષ પ્રકાશ પાડી શકાય એમ છે. सुभा.માં કુમારદત્તને નામે જે શ્લોક આપ્યા છે, તે બધા એ जानकीहरणમાં છે. એ જોતાં કુમારદત્ત નામ કુમારદાસ કે કુમારભૃત્ય ઉપરથી ઉપજેલું જણાય છે. ભટ્ટ કુમારના નામે જે ત્રણ ચાર શ્લોકો ઉતાર્યા છે, તેમનો એકે जानकीहरणના બચેલા ભાગમાં છે નહિ. આવી જ રીતે उणादिसूत्र ઉપરની ઉજ્જ્વલદત્તની વૃત્તિમાં અને ક્ષેમેંદ્રની औचित्यविचारचर्चाમાં કુમારદાસના નામે આપેલો अयि विजहीहि० શ્લોક પણ તેમાં મળી આવતો નથી. શું એ બધા એ શ્લોકો ખોવાયલા ભાગમાંના હશે? અથવા તો ભટ્ટ કુમાર કુમારદાસથી ભિન્ન હશે? વિદ્વાન કાલિપાદ વંદ્યોપાધ્યાય લખે છે કે કવિ કુમારદાસ તે છઠ્ઠા શતકના પૂર્વાર્ધમાં થયેલો લંકાનો રાજા કુમાર ધાતુસેન જ છે. પરંતુ અમરુનો પુરોગામી કુમાર ધાતુસેન તે અમરુનો અનુયાયી કુમારદાસ કેમ હોઈ શકે?

૧ Ind. Ant. XLI. 289 માં રા. રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકર કુમારદાસ માટે ઇ. સ. ૭૨૫ ની સાલ આપે છે.

૨ હાલ એનું ચીનાઇ નામ કટાઈ છે. તે જાવા પાસે છે. જુઓ વળી Ind. Ant., November, 1927;-Kidaram or Kadaram, which has been identified with Kedah in the Malay States, is identical with the Kalaha of the Tiravalangadu copperplate inscriptions and with the Kalaham of the ancient Tamil poem Pattinappali. The Raja of Kadaram was also ruler of Sri Vishaya or Vijaya, which appears to have been Palembang on the east coast of Sumatra.

ગાહાસત્તસઈમા એક ગાથા ( ૧૨૭૭ ) કુમારના નામે આપી છે, અને એક ( ૧૮૨૧ ) કૃતજ્ઞશીલને નામે છે આ કુમાર અને કૃતજ્ઞશીલ તે એક જ પુરુષ એટલે કે કુમારદાસ કૃતજ્ઞ હશે એમ મારુ ધારવુ છે[૧]

ભદત ધર્મકીર્તિ એની એક કડી ટાકી કુમારિલ ભટ્ટે ખડન કર્યાનૂ વિદ્યાનદ અષ્ટસહસ્રીમા લખે છે એ કુમારિલના શિષ્ય મડન-મિશ્રને શંકરાચાર્યે વાદમા હરાવી સુરેશ્વરાચાર્યના નામથી સન્યાસદીક્ષા લેવરાવી હતી ભગવાન શંકર આઠમા શતકમાં થયા કહેવાય છે આથી ધર્મકીર્તિને તે શતક પૂર્વે મૂકવો પડે છે

આરો ય કિંવા ભદત આરોગ્ય. સમય અર્જુનવર્માના પૂર્વે.

૧ રાજશેખરકૃત કાવ્યમીમાસા ૧૪ ના મેધાવિરુદ્રકુમારદાસાદયો જાત્યન્ધા કવય શ્રૂયન્તે । એ વાક્યમા કવિ કુમારદાસને જન્મથી આધળો કહ્યો છે મને એ કથન ભૂલ ભરેલૂ લાગે છે જે પુરુષ સિંહલદ્વીપના રાજકુટુબના કુમારપરિચારક એટલે કુમારસેવકનો અધિકાર ધરાવતો હતો તે જાત્યધ સભવતો નથી, એ જાત્યા આન્ધ્ર હશે સસ્કૃત આન્ધ્ર અને અન્ધ બને શબ્દનૂ પ્રાકૃત રૂપ અધ થાય છે તેને લીધે આ ગોટાળો થયો જણાય છે ગાહાસત્તસઈના ત્રીજા શતકની અક ૪૪ ની ચૈવિર૦ પ્રતીકની ગાથા અન્ધના નામે આપી છે તે આ આન્ધ્ર કુમારદાસ કૃતજ્ઞની જ કૃતિ છે, નહિ કે કોઈ અન્ધ એટલે આધળાની વળી એ જ સગ્રહના પહેલા શતકની અક ૮૩ ની પોઅપઢિએહિં૦ પ્રતીકની ગાથા જે ઉપર નોધી છે, તે कअण्णसील કે फअण्णसील ના નામે આપેલી છે એ પણ ભૂલ છે એ ગાથાનો કર્તા આપણો સિંહલદ્વીપનો આધ્ર કવિ કૃતજ્ઞ છે પ્રાકૃતનામ મુલ अकअण्णसीहलस्स ( સંસ્કૃત सिंहलकृतज्ञस्य ) જોઈએ ત્યમ વળીપહેલા શતકની અક ૨૭ની પણઅકુવિઆણ૦ પ્રની ક્ની ગાથાની નામમુદ્રા कुमारस्स નહિ, પણ कुमारदासस्स જોઈયે દોષ નકલ કરનાર અને છાયા ઘડનારના છે

**शीला** भट्टारिका. नवमा शतकनो **राजशेखर** आ कवयित्रीने नीचेना शब्दोमां वखाणे छे:–शब्दार्थयोः समो गुम्फो वैदर्भी रीतिरिष्यते । शीलाभट्टारिकावाचि बाणोक्तिषु च सा यदि ॥.

भट्ट वृत्तिकार. कादम्बरीकथासारना कर्ता अभिनंदना पिता जयंतनुं 'वृत्तिकार' उपनाम हतुं. ए कवि हतो. जुओ का. क. सा.। १।१०–११ ।. ए आठमुं शतक ऊतरतां थयो हतो.

**लीलाचंद्र**. नवमा शतकना पहेला चरणना राजशेखरे काव्यमीमांसामां सा पत्यु० श्लोक ऊतार्यो छे. तेथी **लीलाचंद्र** ते पहेलां थयो हशे.

भट्टेंदुराज. काश्मीरमां दशमा शतकना अरसामां. अभिनवगुप्तनो गुरु.

अर्भक. समय अर्जुनवर्माना पूर्वे.

बाण. महाराजा हर्षना दरबारना बाणनी ओळखाण आपवानी जरुर नथी. हर्षचरित, गद्य कादम्बरी अने चण्डीशतक ए एना प्रसिद्ध ग्रंथ छे. एणे संपूर्ण कादम्बरी पद्यमां प्रथम रची हती, एम क्षेमेंद्रथी अने मंडनथी आपणे जाणिये छिये. एमांना केटलाक श्लोको साहित्यसंग्रहोमां जळवाया छे. एने ज आधारे पुलिने उत्तरकादम्बरी रची; जुओ गद्ये कृतेऽपि गुरुणा तु तथाक्षराणि ४. श्लोक. गद्यात्मक अने पद्यात्मक लेखननुं तारतम्य लक्षमां राखीने ज भोज राजा सरस्वतीकण्ठाभरणमां लखे छे के यथा गद्यविधौ बाणः पद्यबन्धे न तादृशः ।. ए पद्यात्मक कादम्बरी हाल मळी आवती नथी. अमरुशतकमां भळी गयेलो श्लोक पण ए कादम्बरीमांनो छे[१]. बाण भट्ट सातमा शतकना पूर्वार्धमां थयो हतो.

१ जुओ औचित्यविचारचर्चा अने सुभाषितावलि.

# પરિશિષ્ટ ૨.

## નનામા ને નભળતા ક્ષેપક શ્લોક.

| સંખ્યા | શ્લોક. | મૂળનો અંક દુ. પ્રમાણે | ક્યાં મળી આવે છે ? | વિશેષ નોંધ |
|---|---|---|---|---|
| ૧ | कान्ते तल्प | ૧૦૧ | ર. શૃ. | પરિશિષ્ટ ૧ માં આપેલા धन्यासि या० ને મળતો. |
| ૨ | अङ्गं चन्दन | ૧૨૪ | રુ. | ગ્રીષ્મવર્ણન |
| ૩ | अङ्गानि चन्दन | | | વિષવર્ણન. વસંતતિલકા. |
| ૪ | अनल्पचिन्ता | ૬૫ | ર. | યુગ્મક. अङ्गानामति० (અ શ.।૨૮) વડે ગતાર્થ. વંશસ્થવિલ. |
| ૫ | दृति प्रिये | ૬૬ | ર. | |
| ૬ | इयमसौ | ૧૨૭ | रु | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે. વેમ ભૂપાલ નથી આપતો. દ્રુતવિલમ્બિત. |
| ૭ | ऊरुद्वयं | ૧૩૭ | रु | નિકૃષ્ટ અર્થચિત્ર. વસંતતિલકા. |
| ૮ | एतत्पयोधर | | | તુચ્છ ગાથા. |
| ૯ | कान्ते कत्यपि | ૧૩૨ | मूल | ઉક્તિપ્રત્યુક્તિ. |
| ૧૦ | किं कुर्म, | | | અર્થચિત્ર. અનુષ્ટુભ. |
| ૧૧ | किंचिन्मुद्रित | ૧૧૮ | रु. | વર્ષાવર્ણન. સુભા. માં નામરહિત |
| ૧૨ | केशैः केशर | | | કેવળ અર્થચિત્ર. |
| ૧૩ | कोपस्त्वया | ૧૩૩ | मूल. | કેવળ અર્થચિત્ર. વસંતતિલકા. |
| ૧૪ | क्षीणांशु शश | | | અર્થચિત્ર. |
| ૧૫ | ग्रामेऽस्मिन् | ૧૩૧ | मूल | સુભા. માં નામરહિત. |
| ૧૬ | तन्वी शरत् | ૧૩૫ | मूल | કેવળ અર્થચિત્ર. વસંતતિલકા. |
| ૧૭ | दासे कृतागसि | | | વસંતતિલકા |
| ૧૮ | दैवेन प्रथमं | | | કેવળ અર્થચિત્ર. |
| ૧૯ | नीत्वोच्चैर्वि | ૧૧૯ | रु. | હેમંતવર્ણન. |
| ૨૦ | पीतो यतः | ૧૩૦ | रु. | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે. વેમ ભૂપાલ નથી આપતો. સુભા. માં નામરહિત. વસંતતિલકા. |
| ૨૧ | प्रयच्छाहार | ૧૧૭ | रु. | दम्पत्योर्निशि० (અ શ.।૨૩૧) વડે ગતાર્થ. |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨ | मन्दं मुद्रित | १२६ | द | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે વેમ ભૂપાલ નથી આપતો. |
| ૨૩ | मा गर्वमुद्वह | | | વસંતતિલકા |
| ૨૪ | मुग्धे | | | વૃત્ત બેસતું નથી ખંડિત |
| ૨૫ | रामाणां रम० | १२३ | द | વસંતઋતુવર્ણન |
| ૨૬ | उन्नालोक | १२१ | द | શરદ્દઋતુવર્ણન મુદ્રામાં નામ રહિત. અનુષ્ટુભ. |
| ૨૭ | चरमशो | १२५ | द | મુદ્રા ને શાપ મા નામરહિત. દ્રુતવિલંબિત |
| ૨૮ | वान्ति कह्लार | १२२ | द | શરદઋતુવર્ણન અનુષ્ટુભ |
| ૨૯ | शतान्यस्या | १०९ | ० | અર્જુનવર્મા एकस्मिन् शयने વિ૦(અ શ । ૪૫।) ઉપરની ટીકામાં શઠના દૃષ્ટાંત તરીકે આપે છે |
| ૩૦ | सुस्वाक्स्मात् | १२९ | द | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે વેમ ભૂપાલ નથી આપતો. |
| ૩૧ | सान्द्रार्द्र | १२८ | द | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે વેમ ભૂપાલ નથી આપતો |
| ૩૨ | सुभ्रूणा | | | |
| ૩૩ | स्मर्तव्या वय० | | | કેવળ અર્થચિત્ર ખંડિત |
| | | | | પ્રશ્નોત્તરાત્મક રચના છે |
| ૩૪ | स्विन्न केन | ११३ | ? | કુંકુમ (=કેસર) નો નિર્દેશ છે પ્રશ્નોત્તરાત્મક રચના છે |
| ૩૫ | हरिहर | | | કેવળ અર્થચિત્ર પુષ્પિતાગ્રા મગણનો |
| ૩૬ | हारोऽय | १३८ | मूल | કેવળ અર્થચિત્ર અનુષ્ટુભ. |

આ પત્રકમાના શ્લોક ૩,૮,૧૦,૧૨,૧૪,૧૭,૧૮,૨૩,૨૪,૩૨,૩૩ને ૩૫ Richa.d Simon ના अमरुशतकમાં નોંધેલા છે તે પૈકી શ્લોક ૮,૧૮,૨૪ ને ૩૨ ટીકા ઉપરથી ઊપજાવવાના છે એમાના પહેલા બેનો ઉદ્ધાર નીચે મુજબ છે एतत् पयोधरयुग हरिणाक्षि पतत्यहं तु तिष्ठामि । अनुरागवानतितमां दुःस मुग्धे मुधा वहसि ॥ देवेन प्रथमं जितोऽसि शश भृद्लेखावताऽनन्तरं बुद्धनोद्गतबोधिना परतरं पान्थेन कान्तेन मे । तास्त्यक्त्वा किमु हसि मामरि मृगशा बालामनाथां स्त्रिय धिक् त्वां धिक् तव पौरुषं धिगु-दय धिग् कार्मुकं धिक् शरान् ॥ બીજાનો ઉદ્ધાર થઈ શક્યો નથી

## પરિશિષ્ટ ૩

અમરુશતકના મુદ્રિત પ્રકાશનોમાં ન નોંધેલા,
પરંતુ
અન્યત્ર અમરુના નામે આપેલા કેટલાક શ્લોક.

१ उन्मीलन्ति नखैर्लुनीहि वहति क्षौमाञ्चलेनावृणु
क्रीडाकाननमाविशन्ति वलयक्वाणैर्मुहुस्त्रासय ।
इत्थं वञ्जुलदक्षिणानिलकुहूकण्ठेषु संकेतित-
व्याहाराः सुभग त्वदीयविरहे राधासखीनां गिरः ॥

સદુક્તિ૦ ।૨। ૧૪૯ માં નામમુદ્રા અમરુની. પદ્યાવલી ।૩૫૬। માં શંભુની અને શા. પ. ।૩૪૮૯ માં સત્કવિમિશ્રની છે. અન્યત્ર નામરહિત. અલંકારચિત્ર. છંદ શાર્દૂલવિક્રીડિત.

२ दिशां हाराकाराः शमितरामभाराः शमवतां
हृताध्वव्यापाराः कृतमदविकाराश्च शिखिनाम् ।
असूर्यासंचारास्तुहिनकणसारा विरहिणी-
मनःकीर्णाङ्गाराः किरति जलधारा जलधरः ॥

સમ્યાલકરણસંભોગશૃઙ્ગાર કિંવા સારસંગ્રહસુધાર્ણવમાં અમરુને નામે અને અન્યત્ર નામરહિત. અલંકારચિત્ર. છંદ શિખરિણી.

३ शान्ते मन्मथसंगरे रणभृतां सत्कारमातन्वती
वासोऽदाज्जघनस्य पीनकुचयोर्हारं श्रुतौ कुण्डले ।
बिम्बोष्ठस्य च वीटिकां सुनयना पाणौ रणत्कङ्कणे
पश्चाल्लम्बिनि केशपाशनिचये युक्तो हि बन्धः कृतः ॥

सभ्यालंकरणसंभोगशृङ्गार किंवा सारसंग्रहसुधार्णवमां अमरुने नामे अने अन्यत्र नामरहित. अलंकारचित्र. छंद शार्दूलविक्रीडित.

४ कनककुण्डलमण्डित॰ ।सदुक्ति॰।५। १४२। अमरोः। द्रुतविलंबित.

५ कर्णे यन्न कृतं॰। सदुक्ति॰। २। १०६। अमरोः शार्दूलविक्रीडित.

६ धावति चेतो न ततुर॰। सदुक्ति॰। २। ३२८। अमरोः। गाथा.

७ व्यावृत्या शिथिलीकरोति॰। सदुक्ति॰। २। ४२०। अमरोः। शार्दूलविक्रीडित.

८ श्लोकोऽयं हृदयधा॰। सदुक्ति॰। ५। १४४। अमरोः। शार्दूलविक्रीडित.

# શુદ્ધિ.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| | | (પૂર્વપત્ર) | | ૧૦ | ૧૦ | નમ | નર્મ |
| ૧૧ | ૨૦ | History | Early History | | ૨૩ | સુભ્ર | સુભૂ |
| | ૨૫ | માન | માનવું | ૧૨ | ૧૪ | સર્વથ | સર્વથા |
| ૧૬ | ૧૨ | રચાયૂ છે. | રચ્યૂં છે. | | ૧૫ | પર્સંત | પર્સંતા |
| ૧૭ | ૧૯ | નહિ. | નહિ, | ૧૩ | ૫ | ગભ | ગર્ભ |
| ૨૧ | ૨૦ | सत्तसाईं | सत्तसईं | ૧૫ | ૧૩ | છાય | છાયા |
| ૨૨ | ૧૩ | शिप्यहिता | शिष्यहिता | ૧૬ | ૪ | નાયકોના | નાયકના |
| | ૧૭ | तदन्यश्च | तदन्यद्य | ૧૯ | ૬ | (अ)ठुक्रम् | (अ)शुक्रम् |
| ૨૫ | ૨૩ | કોટિના | ૦ | ૨૦ | ૭ | रम्य | रम्य |
| ૩૦ | ૭ | બીજા એ' | બીજાએ | ૨૪ | ૨૨ | કા | કાર્ય |
| | ૨૦ | सम्ये | सभ्य | ૨૫ | ૨ | दृष्टयव | दृष्टैव |
| ૩૧ | ૧૨ | ધાર | ધારવું | ૨૫ | ૭ | ડૂલે | ડૂવે |
| | ૧૬ | મંસા | સજ્ઞા | ૨૬ | ૮ | सुतनोमुया | सुतनोर्मया |
| ૩૫ | ૭ | કર ઈ | કરે છે | ૨૭ | ૨૪ | वक्रम | वक्त्रं |
| | ૧૪ | પ્રાલ | પ્રોલ | ૨૯ | ૨૩ | મૅકે | મૂકે |
| | ૨૫ | ૩૯ | ૪૦ | ૩૧ | ૪ | यश्रुम्विता | यैश्रुम्विता |
| ૩૬ | ૧૧ | પ્રશિસ્તકાર | પ્રશસ્તિકાર | ૩૪ | ૨ | રસ | રસૂ |
| ૩૯ | ૮ | कपित्त | कवित्त | | ૫ | ગા | ગાડૂ |
| | | (અમરુશતક) | | | ૧૫ | न्यगमूत | न्यग्भूत |
| ૨ | ૧૦ | मुक्त | मुख | ૩૯ | ૧૭ | मुग्ध | मुग्धे |
| ૪ | ૧૬ | ˘લ | કૂવ | ૪૪ | ૨૦ | નિવહણુ | નિર્વહણુ |
| ૭ | ૩ | नीचः | नीचै. | ૪૭ | ૧૪ | વમ...ઈર્ષ્યા | વૈમ ..ઈર્ષ્યા |
| | ૧૩ | ન યકાના | નાયિકાના | ૫૫ | ૨૦ | કર્યૂ | કર્યૂં |